# જ્ઞાનનો બગીચો ભાગ ૨ જો

(જવાબો.)

એટલે

## જૈન શાસ્ત્ર સંબંધી પ્રશ્નોના ખુલાસા.

રચનાર અને પ્રસિદ્ધ કરનાર

નારણ હીરાચંદ કાનુની મુંબઈ

મુંબઈ "રોયલ પ્રેસ"માં

ઈસુફઅલી અબદુલતૈયબે છાપ્યું છે.



સને ૧૮૯૦

**બેઉ ભાગ મળીને રૂ ૧-૧-૦**

સુચના—ગ્રંથકર્તાની સહી યા મ્હોર છાપ વિના આ પુસ્તક
કોઈએ ગ્રહણ કરવું નહી જોઇયે.

# જ્ઞાનનો બગીચો ભાગ ૨ જો

## (ધર્મ તત્વ ભાસ્કર.)

### અધ્યાય ૩૦ મો.

### પેહેલા ભાગમાં મુકેલાં પ્રશ્નોના ઉત્તરો

### (જવાબો.)

(સમજુતી) ૧ આનીચે દરેક પેરગ્રાફીક વિભાગમાં અક્ષરની શરૂઆત પહેલાં મુકેલા બે અંકો મધ્યે ( ) કરીને જે બીજો અંક મુકેલો છે તે અંક વડે એમ જાણવુંકે આ પુસ્તકના પહેલા ભાગમાં તે અંકવાલી કલમમાં જે પ્રશ્ન લખેલછે તેનો ઉત્તર જણાવ્યો છે એમ સર્વત્ર સમજવું.

૨ એ દરેક ઉત્તર વાંચવાને સમયે પહેલો ભાગ પાસે રાખી તે માંથી પ્રથમ પ્રશ્ન વાંચી સમજી લઇને પછી તેનો ઉત્તર વાંચવો ઠીક પડશે જરૂર પડે તો શાસ્ત્ર દાખલા વગેરેથી અનુભવ મેળવવો.

૭૨૨ (૭૬) ઉ. મતીશ્રુતજ્ઞાનાવર્ણી કર્મપ્રકૃતીના ક્ષયોપશમે કરી જ્ઞાન વિશેષ ઉપયોગ યાને વિચારણાદિ પ્રવૃતી રૂપ ભાગને ભાવમન કહેછે દ્રવ્યમન પુદગલીકછે અને ભાવમન જ્ઞાને રૂપે છે એ તફાવત જાણવો (કર્મ ગ્રંથાભિપ્રાયથી.)

૭૨૩ (૭૭) ઉ. ક્ષેત્રપલ્યોપમનો અસંખ્યાતમો ભાગ તેંના જેટલા સમય થાય તેટલું તે અસંખ્યાતુ જાણવું (જુવો પ્રવચનસારોદ્ધાર.)

૭૨૪ (૭૮) ઉ. વીપાકે ઉદય તેરમા ગુણસ્થાનથી શરૂ થાયછે અને પ્રદેશઉદય ચોથા ગુણસ્થાનથી શરૂ થાયછે તેણેકરી ચોથા ગુણ ઠાંણે જન્માતિશયનો સદભાવછે જુવો કર્મ ગ્રંથમાં.

૭૨૫ (૭૯) ઉ. સુક્ષ્મ ક્ષેત્રપુદગલપરાવર્તનનો નીમેભાગ હાવો એક અભિપ્રાયછે અને દ્રવ્યપુદગલ પરાવર્તનનો નીમેભાગ એમપણ કોઇ મતાભિપ્રાય કહેછે.

૭૨૬ (૮૦) ઉ. પાપના ભેદમાં ગણવાનો કર્મગ્રંથાભિપ્રાયછે વલી સમકીતમોહીની પરીહરવાનુ શાસ્ત્રમાં કહ્યુછે તેપણજુઓ પાપના ૮૨ ભેદમાં ગણી નથી તેનું કારણકે તે પ્રકૃતી બંધમાં નહી પણ ઉદયમાંછે.

૭૨૭ (૮૧) ઉ. બંધ મિથ્યાત્વમોહીનીનો થાયછે પછી આત્માના સારાઅધ્યવસાએકરી અનિવૃતી કરણે મિથ્યાત્વમોહિનીના ત્રણભાગ થાયછે તેમાંના શુદ્ધપુદગલીક ભાગને સમકીતમોહીની કેહેછે અને પછી તે ઉદયમાં આવીશકેછે તેજપ્રમાંણે અર્ધવિશુધ ભાગનુનામ મિસ્રમોહીનીછે તેનો ઉદયથાય ત્યારે ત્રિજુગુણઠાંણુ કેહેવાયછે જુવો સમકિતપચ્ચીસી તથા કર્મગ્રંથાભિપ્રાય.

૭૨૮ (૮૨) ઉ. ગ્રંથાંતરે રાત્રીભોજનને અઢાર પાપસ્થાંનમાં છઠા નંબરે ગણ્યુછે અને તેને બદલે રતીઅરતીનો એકભેદ કમીકરી અઢારનો મેલ કીધોછે તે જુઓ આઠેકાંણે ગ્રંથોના અવલોકનનો પ્રયાસ લેવો ફાયદાકારક ધારી ગ્રંથનુનામ દાખલ કિધુ નથી.

૭૨૯ (૮૩) ઉ. મુખ્યતાએ સાધુ સાધવીની ભક્તી અને ગૌણતાએ બિજા સમ્યકદ્રષ્ટીની ભકતીનો તેમાં સમાવેસ થાયછે આ કેહેવામાં સમલ નિર્મલની અપેક્ષા જાણવી.

૭૩૦ (૮૪) ઉ. નવતત્વ (પદાર્થ) જાણે તેને ભાવસમકીત અને બિજા શ્રદ્ધારાખનારને જે સમકીત કહયું તે દ્રવ્યસમકીત જાણવુ જુવો સમકીતપચ્ચીસીમાં.

૭૩૧ (૮૫) ઉ. એ પાંચ અતીચાર ક્ષયોપશમ સમકીત યાને કર્મગ્રંથે જેનુનામ વેદક કહ્યુછે તેને લાગુપડેછે અને તે ચોથાગુણસ્થાનથી લેઇ સાતમા ગુણસ્થાંન સુધી જાણવુ વેદક કેહેવાનો હેતુ એજે એમાં સમકિતમોહિનીનો ઉદય વિપાકે વરતેછે તેનુ વેદવાપણુ તેથી વેદક સંજ્ઞાછે અન્યથા બિજીરીતેપણ વેદકસમકીતનુ સ્વરૂપ ગ્રંથાંતરે જાણી લેવું.

૭૩૨ (૮૬) ઉ. એ નકાર નિશ્ચેસમકીતને લાગુ પડે છે એમાં વ્યવહારસમકીતનો નિષેધ નહી ગ્રંથાંતરેજુવો વ્યવહારસમકીતની ભજના કહીછે.

૭૩૩ (૮૭) ઉ. તિર્થંકરના વચન ઉપર આસ્તીકપણુ એ સમ્યકત્વનું પાંચમુ લક્ષણછે શાસ્ત્રમાં કહેલા વાક્ય પ્રમાણે ધર્મની હાંની અને

દ્રષ્ટાંતનું પ્રબલપણું પ્રત્યક્ષ જોવાથી જ્ઞાનીના વચન ઉપર આસ્તીકભાવ પુષ્ટ થાયછે તેથી સમકીત હુલ્લાસપામે એમ કહ્યુંછે.

૭૩૪ (૮૮) ઉ. એ વચન યદ્યપી સખતદિસસે તોપણ તે ભાવ દયા સંયુકત જાણવું કારણ જોતે જીવ જનમ્યો નહત અથવા જનમ્યા પછી પણ વૃધી પાંમ્યો નહતતો ગાઢાંકર્મ બાંધવાને શકિતમાન થાતનહી અને તેથી તે કર્મના દુઃખદાયક ફલનો ભોગી પણ તે થાતનહી.

૭૩૫ (૮૯) ઉ. આશ્રવ એ ભવનો હેતુછે-અને સંવર એ મોક્ષનુ કારણછે એ બન્નેનો યથાર્થબોધ થવા માટે સઘલાં શાસ્ત્ર તથા ગ્રંથોની રચના થએલીછે જોતે બન્ને બાબતો પુર્ણ સમજેતો તેની મુઠીમાં સર્વશાસ્ત્ર સમાયાં કહીએતો ચાલે જુવો અધ્યાત્મમત પરીક્ષામાં.

શ્લોક.

આશ્રવોભવહેતુસ્યાત । સંવરોમોક્ષકારણં
ઇતીયમાર્હતીમુષ્ટી । રદનસ્યાપ્રપંચનમ ॥ ૧॥

૭૩૬ (૯૦) ઉ. વ્યંજનાવગ્રહના ૪ તથા અર્થાવગ્રહના ૬ અને ઇહાના ૬ મલી ૧૬ ભેદ તેના ઉતરભેદ ૧૯૨ સામાન્યાવ બોધ દર્શન રૂપેછે પરંતુ ઇહાં મતીજ્ઞાનની ઊત્પતી માલુમ પાડવા સારૂ જ્ઞાનના ભેદોમાં એકત્ર કિધાછે જુવો પ્રશ્નચિંતામણી ઈત્યાદી ગ્રંથે.

૭૩૭ (૯૧) ઉ. કર્મપ્રકૃતીની ભંગજાલ નય તથા સપ્તભંગીનુ જ્ઞાન દ્રવ્યાનુયોગમાં દ્રવ્યગુણ પર્યાયની બારીકતા ઇત્યાદિ જે સુક્ષ્માર્થ બાબતોછે તેનો વીશેષે કરીને જે અવબોધ તેને દ્રવ્યથકી વર્તમાન અપેક્ષાએ સુક્ષ્મબોધ કહીએ અને ભાવથકી સુક્ષ્મબોધ એજે સુક્ષ્મ વીચારસંયુક્ત અધ્યાત્મની પૂરીપિછાણ હોવી સ્વ-પરનો ભેદ મર્મ સમજે આત્માનુ ખાસ સ્વરૂપ તથા આત્માનુ કર્તવ્ય અકર્તવ્ય શુંછે તે ઓલખવું.

૭૩૮ (૯૨) ઊ. વસ્તુના સ્વગુણપર્યાયરૂપ જે વાકય તે નિશ્ચે નયનુ લક્ષણ અને પરની અપેક્ષા સંયુકત જે વાકય તે વ્યવહારનયનુ લક્ષણ જાણવુ તફાવત એજે વ્યવહારનયમાં પરનુ અવલંબનછે અને નિશ્ચેનયમાં તેમ નથી સ્વધર્મગ્રાહીછે.

૭૩૯ (૯૩) ઉ. નીચેની ગાથાના અર્થાપત્તીથી મોક્ષ જઇ શકશે એમ કહીશકાય પણ યાદરેહેવું જોઇએકે દરેક કાર્ય સિદ્ધિથવામાં

દ્રવ્ય-ક્ષેત્ર-કાલ ભાવ એ ચારેની અનુકુલતા યાને સામગ્રી જોઈયે અને બીજીરીતે જોતાં પાંચકારણો પુરાં મલવાં જોઇએ તેમ જ્યારે મોક્ષને લગતાં સાધનો મલશે ત્યારે મોક્ષ થશે.

ગાથા.

સામગ્ગી અભાવાઓ વવહારરાસી અપવેસાઓ ॥
ભવ્વાવીતે અણંતા જે સીધસુહં નપાવંતી ॥

૭૪૦ (૯૪) ઉ. સંકલેશથી બંધાયછે જુવો કર્મગ્રંથમાં કહ્યું છે કે નર-અમર-તીર્યંચ એ ૩ આયુકર્મ સીવાય બાકી તમામ કર્મપ્રકૃતીની ઉતકૃષ્ટ સ્થીતિ સંકલેશથી બંધાય છે.

૭૪૧ (૯૫) ઉ. મુંખ્યતાએ ચોથાગુણઠાંણાથી લેઇ ચઉદમા સુધી અને ગૌણતાએ પ્રથમગુણસ્થાંનમાં અપૂરવાદિ કરણવાલા તેમજ જેનમાર્ગાનુસારી પણ તે જીનઆજ્ઞામાં સમાય છે.

૭૪૨ (૯૬) ઊ. પેહેલુ-ચોથુ-પાંચમુ છઠ્ઠુ સાતમુ-તેરમુ એગુણસ્થાનોમાં જીવોજાથુ (હમેશાં) હોય.

૭૪૩ (૯૭) ઉ. પેહેલુ-બિજુ-ચોથુ પાંચમુ-અને છઠ્ઠુ એ ગુણસ્થાનોમાં તેવુ મૃત્યુ થઈશકે જે પોતે પોતાની મેલે પોતાનુ મોત આણે તે એને લોકો અકાલમૃત્યુ કેહેછે ઇહાં ત્રીજુગુણઠાંણુ નિષેધ્યુ તેનું કારણ તે ગુણઠાંણે મરણનથી. અને છઠાગુણસ્થાંનસુધી આયુકર્મની ઊદીરણાછે તે ઉપ્રાંત નથી તેથી તે ઊપરલાં ગુણઠાંણે કોઇ પોતાની મેલે પોતાનું મૃત્યુ કરેનહી એ ભાવાર્થ જાણવો.

૭૪૪ (૯૮) ઊ. દરેક પુદગલપરમાંણુને કાળનો સમય લાગુ પડેછે તે હેતુથી પુદગલપરમાંણુ સાથે કાળના સમય ગુણવાથી પુદગલકરતાં અનંતગુણા કાળનાસમય કહીશકાયછે.

૭૪૪ (૯૯) ઊ. દાકતરના અભીપ્રાયથી એમ નિકલેછેકે તરૂણવયના નિરોગીપુરૂષની નાડી એક મિનુટમાં ૭૦થી૮૦ સુધી ચાલે છે તે હિસાબે એકમુહુરતની નાડીનીસંખ્યા સદરહુ શ્વાસોશ્વાસની સંખ્યાની લગભગ આવેછે અને કોઇ આચાર્ય નાડીના હુલાલાને સ્વાસોશ્વાશ કેહેછે એવો મતાભીપ્રાય કર્મગ્રંથમાં દરસાવેલોછે તેનાથી એવાત

મલતી આવેછે એટલે નાડીને સ્વાસોસ્વાસની સંજ્ઞા માંનતાં મેલમલ તો આવેછે બીજીરીતે વીચારતાં ક્રિયા સંઘયણવાલા મનુષ્યના અને ક્રિયા આરાનીવખતના મનુષ્યના સ્વાસોસ્વાસ ગણુવા એવો સવાલ ઉઠે છે.

૭૪૫ ( ૧૦૦ ) ઊ છ સંસ્થાનમાં કોઇપણ મોક્ષ રોધક નથી-પેહેલું. સંઘયણ (વજ્રૠષભનારાચ) મુકીને બીજાં પાંચ સંઘયણ મોક્ષ રોધક જાંણવાં એટલે તે પાંચ સંઘયણવાલા જીવો તદભવે મોક્ષ જઇ શકે નહી.)

૭૪૦ (૧૦૧) ઉ. ગ્રંથાંતરે પાચમાઆરાના ભાવમાં મનુષ્યોને જાતીસ્મરણજ્ઞાન થવાનો તથા દેવતા પ્રત્યક્ષ આવવાનો નિષેધ કહયોછે.

૭૪૮ (૧૦૨) ઉ. એ વચન પ્રતીક્રમણની ચોપડીમાં છાપેલ બાલાવબોધમાં છે વર્તમાનમાં સંઘયણ બળ વગેરેની ખાંમીનેલિધે યથાર્થપાલવાની અશકતતા એપણ એક કારણ ગણવાજેવુંછે.

૭૯ (૧૦૩) ઉ. જેણે સ્વદારાસંતોષ પરસ્ત્રીવીરમણવ્રત ધારણ કીધુછે તેને પેહેલો તથા બીજો એ બે અતીચાર અનાચારરૂપછે એનો બીજીરીતનો અર્થ પંડીતોએ વિચાર પુર્વક સમજવો યોગ્ય છે (બારવ્રતની ટીપ સાથે તત્વાર્થ તથા શ્રાવકાચાર મીલાવી જુઓ.)

૭૫૦ (૧૦૪) ઉ.

| નંબર. | નામ. | સંક્ષેપી વિષય. |
|---|---|---|
| ૧ | રૂગવેદ | કર્મમાર્ગ |
| ૨ | યજુર્વેદ | યાગવિધી |
| ૩ | અથર્વવેદ | દેવતાનાં આરાધન મંત્રવિધિ |
| ૪ | સાંમવેદ | ગાનશાસ્ત્ર |
| ૫ | શીક્ષા | ગુરૂશીષ્યનોધર્મ |
| ૬ | કલ્પ | આચાર |
| ૭ | વ્યાકરણ | શુદ્ધશબ્દ સાધન વિધી |
| ૮ | છંદ | અનેકપ્રકારે કાવ્ય વગેરે |

| | | |
|---|---|---|
| ૯ | જોતિષી | ખગોલવિદ્યા આકાશ પૃથ્વીનું માન વગેરે |
| ૧૦ | નિરયુકતી | સીધાંતનિર્ણય |
| ૧૧ | મિમાંસક | કર્મકાન્ડવિગેરે |
| ૧૨ | આનવિષીકી | જ્ઞાનકાન્ડ |
| ૧૩ | ધર્મશાસ્ત્ર | ધર્મનિર્ણય |
| ૧૪ | પુરાણ | ઘણાકાળની બીના |

૭૫૧ (૧૦૫) ઉ. અઢાર પ્રકારના પુરૂષ, વીસ પ્રકારની સ્ત્રી અને દશ પ્રકારના નપુષક એ દિક્ષાને અયોગ્ય કહયાછે અને બિજા છ પ્રકારના નપુષક અયોગ્ય નથી એમપણ કહયું છે જુવો પ્રવચનસારોદ્ધારમાં.

પુરૂષ કરતાં સ્ત્રીમાં બે ભેદ વધારે ગણ્યા તે એજે

૧ સ્ત્રીગર્ભવંતી હોય  ૨ ન્હાંના બાલક સહીત હોય

એ બેઉ પ્રસંગે સ્ત્રીને દિક્ષા આપી શકાય નહી તે ભેદો પુરૂષને લાગુ પડે નહી અને સ્ત્રીનેજ લગતાછે.

૭૫૨ (૧૦૬) ઉ. પરમાર્થે ક્ષયોંપશમસમકીત જાણવાનું પ્રશ્ન ચિંતામણી ગ્રંથમાં કહયું છે.

૭૫૩ (૧૦૭) ઊ. એમાં બેમતછે એકમત સ્થાપનનો અને બીજો મત નિષેધનોછે નિષેધવાલોમત પુષ્ટ ગણવાને કારણ મલે છે તે એજે પોતાના આયુષના બેભાગ વ્યતીત થયાવિના કોઇપણ જીવ પરભવના આયુનો બંધ કરી શકતો નથી અને ઓછામાંઓછા ક્ષુલકભવનું આયુ ૨૫૬ આવલિકાનુંછે તેના ત્રણ ભાગમાંહેના બે ભાગ યાને ૧૭૦ આવળી ગયા બાદ આયુબંધ થઇશકે અને શાસ્વાદનગુણઠાંણાનો ઉતકૃષ્ટકાળ છઆવલીકાનો છે તેથી તેટલામાં પરભવઆયુ બાંધવાનો સંભવ કહીશકાતો નથી તત્વકેવલીગમ્ય.

૭૫૪ (૧૦૮) ઊ. ૧ કોઈપણ વસ્તુના ત્યાગમાટે નિયમ લિધા બાદ તે વસ્તુ સેવવાની પોતાનામનમાં ઇચ્છાથવી એ અતીક્રમ

૨ વચનેકરી તે વસ્તુની ચાહના બતાવવી એ વ્યતીક્રમ.

૩ શરીરાવયવેકરી તેવસ્તુ લેવાનો પ્રયાસકિધો એ અતિચાર

૪ ત્યાગેલીવસ્તુનુ સેવનકરવુ યાને નિયમ ભંગ કરવો એ અનાચાર જાણવો.

૭૫૫ (૧૦૯) ઉ. એકનયનો અપવાદ બિજીકોઇનયથી ઉતસર્ગમાં ગણાયછે અને એકનયાભીપ્રાયથી કહેલો ઉતસર્ગ બિજીકોઇ નયાભીપ્રાય થી અપવાદમાં ગણીશકાયછે જુવોકે ૧૨ મું ગુણસ્થાંન એ એવંભૂત નયથી અપવાદ રૂપેછે અને તેજસ્થાંન શબ્દનયથી ઉતસર્ગરૂપે થાયછે ઇહિાં તાત્પર્યાર્થ એજે કારણરૂપ અપવાદ અને કાર્યરૂપ ઉતસર્ગ જાણવો સયોગીકેવલી તેરમા ગુણસ્થાંનની પ્રાપ્તી એ સમભીરૂઢ નયાભીપ્રાયથી કાર્યરૂપ ઉતસર્ગછે તેની પ્રાપ્તી અગાઉનુ જે સ્થાંન તે તેના કારણરૂપ બારમુ ગુણસ્થાંન એવંભુતનયેકરી અપવાદ ગણાય અને બારમા ગુણ સ્થાનની પ્રાપ્તીનુકારણ ક્ષપકશ્રેણીછે તેની અપેક્ષાએ બારમુ ગુણસ્થાંન કાર્યરૂપ ઉતસર્ગ કેહેવાય એમ પુર્વાપર વિચારી લેવુ.

૭૫૬ (૧૧૦) ઊ. છઠા ગુણસ્થાંનમાં આયુબંધનો પ્રારંભકરીને સાતમા ગુણસ્થાંને તે બંધ પૂર્ણકરનાર અપ્રમાદી મુનીરાજ જાણવા સાતમા ગુણસ્થાને આયુબંધનો પ્રારંભ નથી પૂર્વેની પ્રેરણાએકરી બંધ ની પુર્ણતા થાયછે.

૭૫૭ (૧૧૧) ઉ. ગુણઠાંણાં સિવાય ૧૧ ગુણશ્રેણી પાંચમાં કર્મગ્રંથે કહીછે હવે પંચમ ગુણસ્થાંન વાસી જો ક્ષાયકસમકીતી હોયતો તેને પેહેલી બિજી ચોથી અને પાંચમી એટલી ગુણશ્રેણીની નિર્જરાનો લાભ ગણવામાં આવે અને સાતમાગુણસ્થાંન વાલા ઉપશમ સમકિતી હોયતો તે ત્રીજીગુણશ્રેણી સુધીની નિર્જરાકારકછે તે કરતાં ક્ષાયકસમકિ તને યોગેકરી ગુણશ્રેણીના વધારાથી નિર્જરાનો ભાગ વધે એમ જાણવું.

૭૫૮ (૧૧૨) ઉ. પ્રમાણ તથા અપ્રમાણ એ બેઉથી વ્યતીરિકત પ્રમાંણનો અંશ કેહેવો જેમકે સમુદ્રમાંથી એકલોટોપાંણી ભરી લીધુ તેથી કંઇ તે સમુદ્ર નકેહેવાય પણ તે માંહેના પાંણીનો અંશ કેહેવાય તેમ નય એપણ પ્રમાણનો અંશ જાણવો.

૭૫૯ (૧૧૩) ઉ. જેણે અનતાનુબંધીની ચોકડીની વિશંયોજના કીધીહોય (સત્તાથીદુર) અને મીથ્યાત્વમોહીનીની પ્રકૃતી ઊપશમાવી હોય તે જીવ ઉપશમશ્રેણીથી પડતાં કદાપી મિથ્યાત્વે જાયતો તે મિથ્યાત્વ ગુણઠાંણે ફરી અનંતાનુબંધીની ચોકડી બાંધે ત્યાંસુધી તે ચોકડીનો સત્તામાં અભાવછે એમાં તાત્પર્યાર્થ એછેકે અનંતાનુબંધી ચોકડીનો ક્ષય

કરયો હોય તોપણ તેના બીજરૂપ મિથ્યાત્વમોહીનીછે તેનો ક્ષય નહી કરયા થી તેના બળેકરીને અનંતાનુબધી ચોકડીનો બંધ થાયછે તે પ્રમાણે મિથ્યાત્વગુણઠાંણે તેનો નવોબંધ થતાંપેહેલાં જેટલોકાલ અબંધ રહે તેટલો કાળ મિથ્યાત્વગુણઠાંણે તે ચોકડીની સત્તા નથી વિશંયોજના અને ક્ષપણા એ બેમાં પ્રકૃતી ક્ષયથવારૂપ એકજ રીતછે પરંતુ જે ક્ષય કરયાપછી ફરીથી બાંધીશકાય તેને વિશંયોજના એ સંજ્ઞાછે.

૭૬૦ (૧૧૪) ઉ. ક્ષપકશ્રેણીમાં ૧૦૮ અને તેનો નીમેભાગ ૫૪ ઉપશમશ્રેણીમાં હોઇશકે એ શ્વેતાંબર શાસ્ત્રાભિપ્રાય જાણવો અને દિગંબર શાસ્ત્રાભિપ્રાયે ક્ષપક શ્રેણીમાં ૫૯૮ અને ઉપશમશ્રેણીમાં ૨૯૯ એમ જણાવ્યુ છે.

૭૬૧ (૧૧૫) ઉ. દાન-શીલ-તપ-ભાવના એને જો દ્રવ્યધર્મમાં ગણીએ તો જ્ઞાન દર્શન ચરીત્ર ને ભાવ ધર્મ કહીએ.

૭૬૨ (૧૧૬) ઉ. વચનગુપ્તીમાં વચન ગોપવવુ તે બે પ્રકારનું એક મૌનાવલંબન તે કાયોતસર્ગે હોય અને સાવધવચનનો નિરોધ કરવો એ બીજો ભેદછે તેથી નિરવદયવચન બોલવારૂપ ભાષા સુમતી ની પ્રવૃતી હોય તે વેલાએ સાવદયવચનના ત્યાગરૂપ વચનગુપ્તી કાયમ ગણાય જુવો પ્રતિક્રમણઅર્થમાં.

૭૬૩ (૧૧૭) ઉ. અધ્યાત્મમતપરીક્ષા નામે ગ્રંથમાં એ ચઉદ ઉપગરણ સંબંધી ઉત્સર્ગ અપવાદને લગતી ચર્ચા જણાવીછે તે સાથે બીજા ગ્રંથોના મુકાબલાથી વાકફ થઇ વિચાર પૂર્વક સમજવું.

૭૬૪ (૧૧૮) ઉ. યોગનો નિશ્ચલપરીણાંમ એનુનામ ધ્યાનછે અને યોગનો ચલાચલપરીણામ એનુ નાંમ લેશ્યાછે. ધ્યાંનના ૧૬ પાયા છે લેશ્યાના ૬ ભેદ કહયાછે શુકલલેશ્યા પેહેલાગુણઠાંણેથી તેરમા સુધી છે અને શુકલધ્યાંન આઠમા ગુણસ્થાનથી તથા કોઇ હેતુથી સાતમા ગુણસ્થાનથી શરૂથતાં બારમાંપરીઅંત અનેપછી યોગનિરોધરૂપ છેલ્લા બેપાયા ચઉદમે ગુણઠાંણે કહયાછે અયોગી ચઉદમામાં લેશ્યા નથી એ રીતે એકબીજાથી જુદાપણુ એ તફાવત જાણવો શુકલધ્યાંનના છેલ્લા બેપાયા મુકીને બીજા ૧૪ પાયામાં તથા છએલેશ્યામાં યોગની પ્રવૃતીછે.

૭૬૫ (૧૧૯) ઉ. મનપર્યવજ્ઞાનમાં પ્રથમથી વિશેષ ઉપયોગ (અવબોધ) છે તેથી સામાન્યાવબોધરૂપ દર્શન કેહેવામાં આવ્યું નથી! એમ શાસ્ત્રમાં કહયુંછે.

૭૬૬ (૧૨૦) ઉ. એ અઠાવીસમાંહેની નીચે લખેલી દશલબ્ધી ભવ્યસ્ત્રીને નહોય એમ કહયું છે.

| | |
|---|---|
| ૧ અરીહંતની (તીર્થંકરની) | ૨ ચક્રવૃતીની |
| ૩ વાસુદેવની | ૪ બલદેવની |
| ૫ સંભીન્નશોત | ૬ ચારણ |
| | (૧) જંઘાચારણ (૨) વિદ્યાચારણ |
| ૭ પુર્વધરની | ૮ ગણધરની |
| ૯ પુલાક | ૧૦ આહારક |

અભવ્યપુરૂષને એ દશલબ્ધી તથા તેઉપ્રાંત નીચેલખેલી લબ્ધી નિષેધીછે.

૧૧ કેવલીલબ્ધી ૧૨ રિજુમમતી ૧૩ વિપુલમતી

ઉપર લખેલીછે તે તથા મધુઆશ્રવ અને ખીરાશ્રવ.

એટલી લબ્ધી અભવ્યસ્ત્રીને નિષેધીછે. જુવો પ્રવચનસારોદ્ધાર ગ્રંથે લબ્ધીદ્વારમાં.

૭૬૭ (૧૨૧) ઉ. જેમ વિશ્રસા પુદગલેકરી દર્પણમાં આપણમુખ દેખાયછે તેમ દિપકના અજવાલામા વીશ્રસાપુદગલ માનીને કોઈગ્રંથ કારે અજીવમાં ગણ્યાથી તે આધારે પુર્વેપુસ્તકમાં જણાવ્યુછે હવે એ બાબતમાં કેટલાક મહાશય જુદોમત કેહેછે અને તે દિપકના અજવાલા માં જીવ માનેછે તેવિષે વધારે તપાસકરી કેહેવામાં આવે ત્યાંસુધી સ્પષ્ટાર્થ કરવાને અટકુછું.

૭૬૮ (૧૨૨) ઉ. ધર્મનો બિલકુલ વિનાશકરે તેનુ નાંમ કલંકી અને ધર્મનો કોઇઅંશથી વિનાશકરે તેનું નામ ઉપકલંકી હેવા કલંકી અને ઉપકલંકી કોઇકોઇ મુદતને અંતરે થવાનો સંભવ મતાભિપ્રાયથી જાણવો અને બીજા કેટલાએક ગ્રંથકારોના એવિષે જુદાજુદા અભિપ્રાય છે તે જુવો અને બારીક વિચારપુર્વક મનન કરી સમજો.

૭૬૯ (૧૨૩) ઊ. મનના ૧૦ દોષછે તે ભાવવિધીના અને ૧૦ વચનના તથા ૧૨ કાયાના મળી ૩૨ દોષ દ્રવ્યવિધીના સમજવા.

૭૭૦ (૧૨૪) ઊ. જીવને ઊંત્પતિસ્થાન રૂપ જેમ જીવાયોની ૮૪૦૦૦૦૦ ચોરાસીલાખ કહીછે તેમ તે ઊત્પતિસ્થાનમાં જુદીજુદી જાતના જીવો ઉપજેછેતે જુદેજુદા કુળના ગણી તેવાં કુળનો સુમાર આંક ટુકામાં કેહેવાસારૂં કોડીશબ્દ મુકયોછે એટલે કુળકોડીનો આ આંક ૧૯૭૫૦૦૦૦ છે તેઆંકઉપર કોડીશબ્દ કમીકરવાનેબદલે સાત બિંદી વધારવી એથી (૧૯૭૫૦૦૦૦૦૦૦૦૦૦) એટલાં કુળ થયાં એમ સમજવું.

યોની તથા કુલવિષે દ્રષ્ટાંત જેમ ગોબરનુ છાણુ એક યોની કહીયે તે છાંણામાહે જુદાજુદા વિંછી, કમી, કીડા પ્રમુખ જે ઘણી જાતના જીવ હોય તે સર્વે જુદા જુદા કુલ કહીયે. એક યોનીમાંહે ઘણાં કુલ હોય.

૭૭૧ (૧૨૫) ઊ. વેદના બે ભેદછે એક દ્રવ્યવેદ અને બીજો ભાવવેદ (૧) વિષયાભિલાષારૂપ ભાવવેદ તે મોહીનીકનાર્મ ધરનો (૨) આ કૃતી યાને ચિન્હરૂપ દ્રવ્યવેદ અંગોપાંગ નામકર્મના ઉદયથી થાયછે જુવો કર્મગ્રંથે.

૭૭૨ (૧૨૭) ઉ. જેમ દશનો-હજારનો-લાખનો ક્રોડનો આંક એ સર્વ સંખ્યાતામાં ગણાય તેરીતે સંખ્યાતાના સંખ્યાતા ભેદ થઇ પડેછે તે પ્રમાણે અસંખ્યાતાના ભેદપણ અસંખ્યાતા થાયછે હવે પા ણીના એકબિંદુમાં જેટલાજીવો અપકાયના અસંખ્યાતાછે તેકરતાં સર્વે સમૂદ્રોના જીવો અસંખ્યાતગુણા થાય તથાપી તેને અસંખ્યાતા કેહેવા માં આવેછે જુવો ચોથાકર્મગ્રંથના છેલાભાગમાં સંખ્યાતાના અસં ખ્યાતાના અને અનંતાના ભેદોનું વીવેચન છે.

૭૭૩ (૧૨૭) ઊ. પશ્ચાતની ત્રણ શુભ લેસ્યામાં દેશવિરતીપ ણુ પ્રાપ્ત થવાજેવુ સંભવેછે અને દેશવિરતીપણુ છતાં છએલેશ્યા હોઇ શકેછે એનું કારણકે ગુણની પ્રાપ્તી વખતે અધ્વસાય યાને મનના પ્ર ણામ બહુસારા હોયછે પછીથી તેમાં ફેરફાર થાય તોપણ મુળગુણને ધક્કો નલાગેતો જેના તે સ્થાંનમાં તે કાયમ ગણાયછે રાજયમાં પણ કેટલેકપ્રસંગે એવો ન્યાય વર્તમાનમાં ચાલેછે જુવોકે કોઇએકશખસને ઊતરાધીકારના નિયમસર વારસાનો હક મળીચુકયા પછી તેનામાં કાંઇ અશકતતા આવેતો તેટલાજકારણથી પુર્વેમળેલો હક્ક છીનવી લેવાતો નથી એવો નિયમ વરતાયછે.

૭૭૪ (૧૨૮) ઉ. પ્રાયે તીર્યંચગતીમાં દુઃખછે તેથી તે ગતી પાપમાં ગણાય હવે તીર્યંચનુ આયુ પુણ્યમાં ગણ્યુ તેનુ કારણ તિર્યંચ પણ જીવવુ વાંછેછે એમ કર્મગ્રંથમાં કહયુંછે બીજીરીતે જોતાં પંચેદી તીર્યંચમાં કેટવાક જીવો યુગલીઆ વગેરે સુખીપણ કેહેવાયછે તેની મુંખ્યતા તે વચનમાં લેશો તોપણ પુર્ણ સંતોષકારક ખુલાસામાટે બહુશ્રુતને પુછવું જોઇયે.

૭૭૫ (૧૨૯) ઉ. તેરમાગુણઠાંણે ધ્યાનાંતરીકા એટલે ધ્યાન નહી જુવો અધ્યાત્મમતપરીક્ષા ગ્રંથે.

૭૭૬ (૧૩૦) ઉ. તીર્થંકરમહારાજ દિક્ષા ગ્રહણકરે ત્યારથી તે અતીશય જાણવો.

૭૭૭ (૧૩૧) ઉ. પાંચપ્રકાર માંહેના એકપ્રકારની નિંદ્રાનો ઉદય શાસ્ત્રદ્વારા દિશેછે હવે દેવતાની આંખો નમિચાય એ બીજુ વાકય શાસ્ત્રમા છે પણ એક એક પ્રકારની નિંદ્રાના પેટાભેદો ઘણા હોઇશકે છે તેમાંનો ગમેતે ભેદ યા ભેદો લાગુપડતા હોવાજોઇયે અને આ બાબતના વધારે ખુલાસામાટે બહુશ્રુતને પુછી સમજવુ જોઇયે.

૭૭૮ (૧૩૨) ઉ. શાસ્ત્ર યાને કર્મગ્રંથમાં કેવળીને દ્રવ્યમન કહયું છે ભાવમન નહીગણ્યુ તેનું કારણ કે કેવળજ્ઞાનના ઉદયવડે ક્ષયોપશમીક મતીજ્ઞાનરૂપ ભાવમનની પ્રવૃતીનહી.

૭૭૯ (૧૩૩) ઉ. દરેક સંસારીજીવના દ્રવ્યપ્રાણ મુલ ૪ છે ઇંદ્રી બળ શ્વાસોશ્વાસ આયુ એના ઉતરભેદ પચેંદ્રીમાટે કુલ ૧૦ થઇ શકેછે.

૭૮૦ (૧૩૪) ઉ. અનુક્રમ જુવો કે.

૧. સામાન્યપણે ધર્મસર્દહે તેવારે બે પુદગલપરાવર્તન.

૨. સામાન્ય માર્ગાનુસારીને દોઢ પુદગલપરાવર્તન.

૩. જૈનમાર્ગાનુસારીને એક પુગદલપરાવર્તન તેવિજ રીતે.

૪. સમક્તિપાંમે ત્યારથી અર્ધ પુદગલપરાવર્તન ઉતકૃષ્ટ સંસાર જાણવો જુવો સમકીત સંબંધી ગ્રંથોમાં.

૭૮૧ (૧૩૫) ઉ. ચારેગતીમાં જઘન્ય આયુ કાળથી એકએક સમય વધતાં સંસાર પરિભ્રમણને લાગુપડે હેવી ઉતકૃષ્ટ આયુસ્થિતી સુધી અનુક્રમે ભવપૂર્ણ કરવાથકી ભવ પરાવરતન કેહેવાય એનું વિવેચન કરવાથી લખાણ વધીજાય માટે કર્મગ્રંથે જોઇલેવું.

૭૮૨ (૧૩૬) ઉ. ક્ષાયકસમકીત હોયતો તે વમી શકાતું નથી તેથી પૂર્વે નરક બંધાયુને ક્ષાયક સમકીત છતાં નરકે જવું પડેછે તે સિવાય બિજાસમકીતવાલા જેણે નરકનું આયુ બાંધ્યું હોય તે સમકીત વમ્યાવાદ નરકે જાય એમ કર્મગ્રંથમાં કહયું છે.

૭૮૩ (૧૩૭) ઉ. રાજનું માન અનેકતરેહનુ કહેલુછે તેમાંનો એક પ્રકાર એછેકે સહસ્ત્રભાર લોહનો ગોળો કોઈ મહર્ધીકદેવતા પોતાના બળ કરીને જે ઠેકાણેથી નીચે નાખે તે ઠેકાણેથી ગોળો અવિછિન્નપણે ચાલ્યો જતાં છ મહીનાને ૬ દહાડા તથા ૬ ઘડી છપળ એટલી મુદતમાં જે ઠેકાણે તે ગોળો પહોંચે તે ઠેકાણાસુધી એક રાજ થાય એમ લોકનાલ બત્રીસીના અર્થમાં કહયુંછે બિજુ જુવો આ ત્રીછો લોક જેમાં અસંખ્યાતાધીપ સમુદ્ર કેહેવાયછે તે એકરાજ લાંબોપહોળોછે અંતીમસમુંદ્ર સયંભુરમણ નામે તેના પૂર્વદિશીના કિનારાથી તે પશ્ચીમદીશીના કિનારાસુધી અથવા તેજપ્રમાણે ઉતર-દક્ષીણ-મળી એક રાજ પુર્ણ થાયછે.

૭૮૪ (૧૩૮) ઉ. અઢીઉદ્ધારસાગરોપમ યાને પચવિશકોડાકોડી ઉદ્ધારપળ્યોપમના જેટલા સમય થાય તેટલા ધીપ સમુદ્ર જાણવા.

૭૮૫ (૧૩૯) ઉ. (૨૩૯) ધનરજ્જુને હિસાબે લોકનો ધન ૬ રાજ ઊપ્રાંત કાંઇક થાયછે પણ પૂર્ણસાતરાજ થતોનથી આ બાબતમાં એક ગ્રંથકારે એવું કહયુંછેકે ધનાકાર સાતરાજથી ઓછોછે તોપણ વ્યવહાર નયેકરી પુરો માંની લીધોછે આવિસે પૂરા સંતોષકારક ખુલાસા માટે બહુશ્રુતને પુછી યા બિજીરીતે મનનકરી યથાર્થ સમજવું જોઇયે લોકસ્થિતિ માપ સંબંધે આશાંબર મતાભિપ્રાય કાંઇભાંગેજુદીરીતનો છે તે તેમના ત્રિલોકસાર ઇત્યાદિ ગ્રંથોથી જાણવું.

૭૮૬ (૧૪૦) ઉ. ચઊંદરાજલોકની જે ત્રસનાડી કેહેવાયછે તેના મધ્યભાગથી આદી લેવી એમ ગ્રંથાભિપ્રાય છે જેમ ત્રાજુવાની ડાંડીની આદિ તેના મધ્યભાગથી ગણાય તેમ.

૭૮૭ (૧૪૧) ઉ. સમભુતલ પૃથ્વી કે જે મેરૂપર્વતના આઠ રૂચક પ્રદેશી ત્રિછા લોકનો મધ્યભાગ ગણાયછે તેના નીચે અસંખ્યાતા યોજન ગયાબાદ ત્રસનાડીનો મધ્યભાગ આવે એમ ગ્રંથાભીપ્રાયછે જેમાં ત્રસજીવો રેહેછે તેને ત્રથ ત્રસનાડી કેહેછે એનીબાહાર ત્રશજીવ નથી.

૭૮૮ (૧૪૨) ઉ. સંખ્યાનો આંક

(૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬) છે તે ટલા ગર્ભજપર્યાપ્તા મનુષ્ય ઉત્કૃષ્ટ કાળે કહેવાયછે, તે સંખ્યા યાદમાં ના રહીશકેતો તે આંક લાવવામાટે જુદી યુક્તી બે રીતની છે.

પેહેલી યુક્તી એજે એકને બમણા કરતાં પ્રથમ બે થાય બીજી વાર બેદુ ચાર થાય ત્રીજીવાર ચારદુ આઠ થાય ચોથીવાર આઠદુ ૧૬ થાય એમ ૯૬છન્નુવાર હામ બમણા કરવાથી જૈનશાસ્ત્રમાં મનુષ્યની કુલ સંખ્યાનો જે આંક કહયોછે તે આવી જશે.

તેજ આંકલાવવાની બીજીયુક્તી એજે બેના આંકનો પ્રથમવર્ગ ચાર થાય બીજોવર્ગ ચારચોકુ ૧૬સોલ ત્રીજોવર્ગ સોલસોલાં ૨૫૬ ચોથો વર્ગ ૬૫૫૩૬ એમ વર્ગ કરેજતાં છઠો વર્ગ જે આવે તેનીસાથે પૂર્વલા પાચમાંવર્ગનો ગુણાકાર કરવો.

હવે ઉપર જે સંખ્યા કહીછે તેટલા મનુષ્ય અઢીદ્વીપક્ષેત્રમાં માઇ શકતા નથી ત્યારે તેનું મીલાંન શીરીતે એ સવાલ ઉભો થાયછે તે. પ્રશ્ન પેંહેલા ભાગમાં કલમ ૧૫૧માં પુછેલુછે તે જોવું.

મને યાદ છેકે પંચસંગ્રહ (ગોમટસારજી)ગ્રંથમાં આ બાબત પ્રશ્ન કરેલુછે તેના ઉત્તરમાં એમ જણાવ્યુંછે કે ક્ષેત્રની વિચીત્ર ગતીછે માટે સંદેહ ના કરવો.

એ ઉપરથી તર્કનો અભાવ થતો નથી માટે બહુશ્રુત પંડીતોએ બારીકાઇથી ધ્યાન આપી ખુલાસો કરવા માટે મ્હારી વિનંતીછે.

૭૮૯ (૧૪૩) ઊ. કોઇ ગ્રંથાભિપ્રાયમાં સાતલાખ કેહેછે.

૭૯૦ (૭૫) એ બેઉ વાકયો નૈગમનયનાંછે તે એવી રીતેકે નૈગમના મૂળભેદ૩માં બીજોભેદ અંશનૈગમનોછે તેમાં આ બેઉ વાકયો, આનીચે જણાવેલા હેતુમુજબ સમાયછે એમ તે અંશનુ ગ્રહણપણુ વિચીત્રરીતનુ જાણવું.

(૧) નિગોદિયાજીવને જે આઠ રૂચકપ્રદેશ નિર્મલ શાસ્ત્રાભિપ્રાયે કહેવાયછે તેટલોઅંશ સિદ્ધાત્માના પ્રદેશ તુલ્યગણી તે જીવને સિદ્ધસમાન ગણેલછે.

(૨) ચઉદમા ગુણસ્થાન વાલા પરમાત્માને જ્યાંસુધી કર્મસંયોગ યાને શરીરસંબંધ રહ્યોછે ત્યાંસુધી તેટલો અંશ સંસાર સંબંધીનો ગણી તે હેતુથી તેઓને સંસારીમાં ગણ્યાછે.

૭૯૧ (૧૭૪) પ્રવચનસારોદ્ધાર ગ્રંથમાં જુવો દ્વા૨. ૨૩૭

૭૯૨ (૧૭૫) (અશણં)નો ખાસઅર્થ (ભોજન છે એટલે કવલ યાને પ્રક્ષેપ આહારના ચારભેદ માંહેનો મુખ્યભેદ ત્રપ્તીદાયક ભોજનનો (અશણં) શબ્દથી જાણવો.

૭૯૩ (૧૭૬) જંબુસ્વામી પછી દશવસ્તુનો વિછેદ કહેવામાં કેવલ જ્ઞાન તથા સિદ્ધથવાનુ એએઉનો વિછેદ જણાવવાનુ પ્રયોજન એછેકે.

ફકત કેવળજ્ઞાનનો વિછેદ કેહેવા ઉપરથીજ સિધ થવાનો વિછેદ કેહેવાની જરૂર નરેહે એમનથી કારણ કે જંબુસ્વામીના નિર્વાણ પહેલાં કેવળજ્ઞાન પામેલા કોઈ કેવળી જંબુસ્વામીના નિર્વાણસમયે ભરતક્ષેત્રમાં કાયમ હોયતો તે જંબુસ્વામી પછી સિદ્ધ થઇશકે પણ તેવા કોઇકેવળી તેવખતે આ ક્ષેત્રમાં હયાત નહીહતા એવો નિર્ણય સિધ થવાનો વિછેદ ગણ્યો તે ઉપરથી થાય અને તેવુ જણાવવાસારૂ તે ઠેકાણે સિધ થવાનો વિછેદ કેહવાની જરૂર હતી એમ જાણવુ.

૭૯૪ (૧૭૭) ગ્રા. નો ઇંદ્રી એ શબ્દવડે મન સમજવું ઇંદ્રીઓના વિષયનો મુળ આધાર મન ઉપર રહેલોછે પણ મન સાક્ષાત ઇન્દ્રીરૂપ નહી હોવાથી તેને નો ઇંદ્રી સંજ્ઞાછે. યહાં (નો) શબ્દ છે તે અંશગ્રાહી જાણવો.

દ્રવ્યનોઇન્દ્રી નો અર્થ દ્રવ્યમન એટલે આપણા શરીરમધ્યે હૃદયસ્થલમાં આઠ પાંખડીના ફુલ્યા કમલ સમાન આકૃતીરૂપ કહેછે તે યાને દશ પ્રાણમધ્યે મનબળ નામે જે પ્રાણ કહેવાયછે તે જાણવુ.

ભાવનોઇન્દ્રી નો અર્થ ભાવમન કે જેમાં મતી સ્મૃતી બુદ્ધિ વિચારશક્તી અને તર્કશક્તી વગેરે સમાયછે તે જાણવુ.

દ્રવ્યમન તથા ભાવમન વચ્ચે શું તફાવતછે તે આ પુસ્તકની કલમ ૭૨૨માં જણાવ્યુંછે.

૭૯૫ (૧૭૯) ઊ. અદત્તાદાનમાં ગણીશકાય.

૭૯૬ (૧૮૦) ૧ જે દ્રવ્યત્વ મૂળવસ્તુ હોય તે કાર્યરૂપ યાને પર્યાયાંતર થયાપછી પણ તે વસ્તુપણે કાયમરહે તે વસ્તુને ઉપાદાન કહીયે.

૨ ઉપરકહેલી ઉપાદાનવસ્તુને કાર્યરૂચી કર્તા કાર્યરૂપ કરવાસારૂ પ્રવર્તાવે તેવારે તેને ઉપાદાનકારણ કહીયે.

૩ જે કાર્યને માટે કાર્યરૂચી કર્તાએ પ્રવર્તન કરેલુ તે કાર્ય થયેથી તેનુનામ ઉપાદાનકાર્ય કહીયે.

ઉપલી વ્યાખ્યાને લગતુ એક દ્રષ્ટાંત જુવો.

(સોનાની કંઠી) એ કાર્ય કરવાને સંબંધે.

૧ (સોનુ) એ ઉપાદાન છે.

૨ સોનાને સોનીએ હાથમાં લેઈ કંઠીકરવાને માટે ઉદ્યમ પ્રવર્ત્તાવ્યો તેવારે તેને ઉપાદાનકારણ કેહેવાય.

૩ કંઠી તૈયાર થયેથી તેને ઉપાદાનકાર્ય કહીયે.

એ પ્રમાણે દરેક બાબતમાં સમજવું.

ઇહાં જે ઉપાદાનછે તેને ઉપાદાનકારણ કહીશકાય એવોપણ નયાભિપ્રાય છે તે એજે નૈગમનયમાં આરોપનૈગમનયને મતે અપ્રયુક્તકાળે ઉપચાર થી કારણ કહેવાય એપ્રમાણે ઉપાદાનની માફક નિમીતકારણ અસાધારણ કારણ અને અપેક્ષાકારણ એ કારણો વિષે યથાયોગ્ય સમજવુ.

૭૯૭ (૧૮૨) ઠગાઇને બહુધા ૧૭મુ માયામૃષાવાદ તથા ત્રીજુ અદત્તાદાન એબે પાપસ્થાન લાગુપડેછે અને મિલકતનો સાપ્રાધ ખોટો ઉપયોગ અદત્તાદાનમાં ગણાય.

૭૯૮ (૧૮૩) મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યનુ આયુ બાંધ્યા પછી ક્ષાયકસમકિત પામવાનો નિષેધ ગ્રંથાંતરે જણાવ્યોછે તેથી ભવ ગણવા નુ રહ્યુનહી જુવો સમકિતપચ્ચીસીના અર્થ વગેરેમાં.

૭૯૯ (૧૮૫) ઊ. મનુષ્ય અને તીર્યંચ જીવ જો સમકિતની હયાતીમાં આયુબાંધેતો તે દેવતાનુ બાંધે અને દેવતા તથા નારકી સમ

કિત-દષ્ટીમાં જો આયુંબાંધેતો તે મનુષ્યાયુ બાંધે એવો નિયમ શાસ્ત્રમાં કહેલોછે એમાં વિશેષ વાત એછેકે સંકલિષ્ટપરીણામે એએઉ આયુસ્થિતી કમીબાંધે અને વિશુધપ્રણામે વધારેબાંધે જુવો કર્મગ્રંથે.

૮૦૦ (૧૮૬) ઉ. ક્રસ્નલેસ્યામાં સમકિતીમાણુસ આયુ બાંધેતો તે દેવાયુબાંધે અનેતે વૈમાનિકનું હવે એમાં એવો સવાલ પેદાથાયછેકે જે લેશ્યાએ આયુબાંધે તે લેસ્યામાં મરણપામે એમ શાસ્ત્રાભિપ્રાય છતાં વૈમાનિકમાં ક્રસ્નલેસ્યાનો અભાવ ત્યારે એ તફાવતનુ નિરાકરણ સીરીતે તેનાજવાબમાં લખ્વાનુકે વૈમાનિકમાં ક્રસ્નલેસ્યાનો નિષેધ દ્રવ્ય લેશ્યાની અપેક્ષાથી હોયતો ત્યાં ભાવલેસ્યા ક્રસ્નનો સદભાવ ગણવામાં શું અટકાવછે તે વીચારી સમજવુ જોઇયે.

૮૦૧ (૧૮૭) બહુધા તીર્થંકર નામકર્મ નિકાચિત ઉપાર્જન કરયા પછી સમકિત વમવાનો સંભવ ઓછોછે હવે કોઇકિ જીવે નાર કીનુ આયુ બાંધ્યા પછી સમકિત પામીને તીર્થંકર નામકર્મ ઉપાર્જન કિધુ હોય તેને નારકીમાં જતાં જો તે સમકિત ક્ષાયક નહોયતો તે સ મકિતવમીને પરભારૂ મિથ્યાત્વગુણુઠાણે દાખલ થઇને નરકે જવુપડે તે વારે થોડાકાલસુધી મિથ્યાત્વ ગુણુઠાણુ હોય તે અપેક્ષાથી મિથ્યાત્વ ગુણઠાંણે તીર્થંકર નામકર્મની સત્તા ગણાય પરંતુ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરયાબાદ તે પ્રકૃતી સત્તામાં છતાં શાસ્વાદને જવાનો નિષેધ જાણવો.

૮૦૨ (૧૮૮) એનો જવાબ હકારમાં દેઇશકાયછે તે એમકે જેણે અનંતાનુબંધોની ચોકડી સત્તામાંથી દૂર (ક્ષયરૂપ) કરીહોય પરંતુ મિથ્યાત્વમોહિનીનો ક્ષય નહી કરતાં તે ઉપસમાવી હોય તે જીવ કદાપી અગીઆરમે ગુણઠાંણે ચઢયા હોય તોપણ ત્યાંથી પડતાં મિથ્યાત્વમોહીની જે સત્તામાંછે તેનો ઉદય થાય તો તે શાસ્વાદન ગુણઠાણે નહીજતાં પરભારા મિથ્યાત્વ ગુણઠાણે જાય તેનુ કારણ એજે શાસ્વાદન ગુણઠાણે અનંતાનુંબંધીની ધ્રુવસત્તાછે તેથી જેને અનંતાનુબંધીની ચોકડીની સત્તા નહોયને શાસ્વાદને નજાય. એ ભાવાર્થમાં એમપણ સમજવુંકે અનંતા નુબંધીની ચોકડી ક્ષય કરેલી હતી તોપણ તેનુંબીજ મિથ્યાત્વમોહીની સત્તામાં રહેલી તે ઉદયમાં આવીશકે છે.

૯૦૭ (૧૮૯) ઊ. નિત્યાદિ ૮ ભેદછે તેના નિશ્ચે તથા વ્યવહારથી મળીને ૧૬ભેદ થાયછેતે નીચે મુજબ

| ભેદનુ નામ | નિશ્ચેથી | વ્યવહારથી. |
|---|---|---|
| ૧ નિત્ય | આત્માના ૪ ગુણ (જ્ઞાન, દર્શન, ચારીત્ર, વીર્ય) અને ત્રણ પર્યાય અવ્યાબાધ, અમુર્તીક, અણુવગાહ નિત્યછે. | ઊદયભાવને યોગે કરીને જે ગતીમાં જીવ વરતેછે તે ગતીમાં નિત્યછે. |
| ૨ અનિત્ય | અગુરૂલઘુપર્યાય જીવના સર્વ ગુણમાં હાની વૃધી રૂપ ઉત્પાત વિનાશ થયા કરેછે તે અનિત્યછે. | આયુષ્યની સ્થિતીમાંથી સમયસમય ઓછી થાયછે. |
| ૩ એક | સર્વ જીવોનો ધર્મ સત્તામાં એક રૂપ સરખો. | જે ગતીમાં જીવ કાંયમછે તે ગતીમાં પોતે પોતાના દેહ સ્વરૂપે એકલોછે. |
| ૪ અનેક | ગુણપર્યાય પ્રદેશ અનેકછે. | કોઇનો બેટો કોઇનો ભાઇ કોઇનો બાપ મામો ઈત્યાદિ, વ્યવહારમાં કેહેવાયછે તે અનેકપણુ જાણવુ. |
| ૫ સત્ત | હરેક જીવ પોતાના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી સત્તછે તે આવી રીતે | પોતાના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી સત્તછે તે આવી રીતે |
| | ૧ સ્વદ્રવ્ય જ્ઞાનાદિ ગુણ | ૧ દ્રવ્ય. (ગતીનુ શરીર) |
| | ૨ સ્વક્ષેત્ર આત્મપ્રદેશ અસંખ્યાતા | ૨ ક્ષેત્ર (રહેવાનુ સ્થાન વગેરે) |
| | ૩ સ્વકાળ અગુરૂલઘુ પર્યાય | ૩ કાળ (આયુસ્થિતી) પ્રમાણે |
| | ૪ સ્વભાવ આત્મગુણ પર્યાય | ૪ ભાવ (સુભાસુભ પ્રણામ) |
| ૬ અસત્ત | પરદ્રવ્ય પરક્ષેત્ર પરકાળ પર ભાવથી અસત્ત કહીયે. | પરદ્રવ્ય પરક્ષેત્ર પરકાળ પર ભાવે અસત્ત |
| ૭ વકતવ્ય | સિદ્ધના જે ગુણ કેવળજ્ઞાની રૂપી શકે. | દેહધારી જીવના જે ગુણ કેવળીપ્રરૂપણ કરીશકે |
| ૮ અવકતવ્ય | સિધના જે ગુણ કહીશકાય નહી. | દેહધારી જીવના જે ગુણ કહી શકાય નહી. |

૮૦૪ (૧૪૭) ઉતર—આ પ્રશ્નવિષે સમયસાર નાટક તથા જ્ઞાનાનંદિશ્રાવકાચારમાંથી જે ખુલાસો મળીઆવ્યો તે આ નીચે દરસાવ્યોછે.

સપ્ત દ્રવ્યસનનાં નામ આનીચે બતાવ્યાંછે તેની ક્રિયા રૂપ આચરણ જે લોકમાં જાહેરછે તેને સપ્તવ્યસનનું દ્રવ્ય સ્વરૂપ જાણવું.

૧ જુગારરમવોતે ૨ ચોરી ૩ પરસ્ત્રીગમન ૪ વેશ્યાગમન ૫ મદિરાપાન ૬ આંમિસ(માંસભક્ષણ) ૭ આખેટક(સિકાર)

એ સપ્તવ્યસનનુ ભાવથી સ્વરૂપ કેવીરીતે સમજવુ તે આનીચે જણાવવામાં આવેછે.

૧ અસુભકર્મના ઉદયથી હારમાનીયે અને સુભકર્મના ઉદયથી જીતમાનીએ તે જુગાર ખેલરૂપ.

૨ પારકી સોંજસામગ્રી ઉપર પ્રીતરાખીને તેને મેલવવાની ઇચ્છા તે ચોરીરૂપ.

૩ પરરૂપ જે પુદગલાદિક તેની બુદ્ધિને પરખવી તે પરનારી ગમન રૂપછે.

૪ કુબુદ્ધિની રીતે ચાલવુ તે વેશ્યાગમનના આચરણરૂપ.

૫ મોહકર્મથી મૂર્છિત થઇરહ્યાથી અજાણ થઇરહયો હોય તેજ સુરાપાન વ્યસનરૂપ.

૬ દેહઉપર મગનતા રહેતે માંસ ભક્ષણરૂપ

૭ નિર્દય પરીણામ રાખીને પ્રાણુધાત કરવા તે સિકાર ખેલવારૂપ

એ સપ્ત દ્રવ્યવ્યસન ના ત્યાગરૂપી વ્રત સંબંધી લગતાદોષ યાને અતી ચાર નું સ્વરૂપ આનીચે જુવો.

૧ હોડ વગેરે કરવું તે જુગારના ત્યાગરૂપી વ્રતને દુષણ કારકછે.

૨ થોડી કીંમત આપીને ઘણીકીમતી વસ્તુ લેવી તોલમાં કમી આપવુ અને જાસ્તી લેવુ ઇત્યાદિ ચોરીના ત્યાગરૂપી વ્રત સંબંધી દુષણ કારક અંતીચાર જાણવા.

૩ એકલી સ્ત્રીસુ એકાંતમાં ગોષ્ટી વ્યવહારાદિ કરવું તે પરસ્ત્રીગમન ત્યાગરૂપી નિયમને દોષીત કર્તાછે.

૪ નૃત્યાદિ વાજીંત્ર ગાણુ તાણુ વિષે આશક્તીથી દેખે સાંભળે વેશ્યાથી ગમનકરનાર પુરૂષ સાથે પ્રિતીવ્યવહાર રાખે યા વેશ્યાને ઘેર જવું. એ વેશ્યા ગમનના ત્યાગરૂપી વ્રતને દુષણ કર્તાછે.

૫ અથાણું અથવા ચલિત રસાદિનુ ભક્ષણ કરવું એ મદિરા ત્યાગરૂપી વ્રતને દુષણ કર્તાછે.

૬ ચામડાનો સ્પર્શથએલી વસ્તુ હીંગ ધૃત તેલ જળ ઇત્યાદિનુ ભક્ષણ કરવું. તે માંસના ત્યાગરૂપી વ્રતને દુષણ કારકછે.

૭ સચિતપદાર્થ કાષ્ટ પાષાણુ મૃતીકાનો બિનપ્રયોજને ઘાતકરવો તે તથા ચિત્રામણથી બનાવેલા હાથી ઘોડા મનુષ્ય વગેરે જીવનો આકાર કત્રીમ બનાવેલો હોય એવીવસ્તુનો ઘાતકરવો ઇત્યાદિ દુષણ જેણે સિકારનો ત્યાગ કિધોહોય તેને તે વ્રતસંબંધી લાગે. અતે ઉપરમુજબ કરેતો

આટાના ભક્ષણકાળ વિષે સામાન્યતાથી જ્ઞાનાનંદિ શ્રાવકાચારમાં નીચેમુજબ મર્યાદ બતાવીછે એટલે(ચોમાસામાં દીન ૩) (સીઆલે દીન ૭) ઉન્હાળે દીન ૫)

૮૦૫ (૧૯૦) બીજા કર્મ ગ્રંથમાં એબે પ્રકારની નિંદ્રાનો ઉદય કહયોછે પરંતુ છઠો કર્મગ્રંથ. પૂર્વાચાર્ય (ચંદ્રમહત્તરીઆચાર્ય) કૃતછે તેમાં બારમા ગુણઠાણે ક્ષપકશ્રેણી અતીવિશુદ્ધભાવ ક્ષીણમોહી યથાખ્યાતચારીત્ર અને કેવળજ્ઞાન થવાની તૈયારીનો વકત તેપ્રસંગે નિંદ્રાનો ઉદય અધટીત ગણી નિષેધ કરેલોછે તે જાણવું. જો કદાપી બારમાગુણઠાણે એ બે નિંદ્રાનો પ્રદેશોદય હોયતો જુદીવાત તે જ્ઞાનીગમ્યછે પરંતુ બીજા કર્મગ્રંથે ઉદયનું લક્ષણ બાંધ્યુછે તેમાં વિપાકે કરીને વેદવુ તેને ઉદય કહીયે એમ ઠરાવ્યુછે તેથી એ વાત વીચારવાયોગ્યછે જો તે ઉદયના લક્ષણને સ્યાત શબ્દ લાગુપડતો ગણુવેકરીને બારમાગુણઠાણે ખાસ જુદોઅર્થ પ્રદેશઉદયનો લેવાતો હોય તો પંડીતોએ વીચારી લેવો જોઇયે.

૮૦૬ (૧૯૧) ઉતર નવતત્વના પ્રશ્નોતર ગ્રંથમાં પ્રશ્ન૧૧૩૭ ના જવાબમાં લખ્યુછેકે સિદ્ધને જ્ઞાન દર્શન અને ચારીત્રરૂપ ત્રણ ગુણ પ્રગટ થયાછે માટે એ ત્રણગુણે કરી યોગી કહીયે તથા મન, વચન અને કાયા એ ત્રણયોગથી સિધ રહીતછે માટે અયોગી કહીયે.

૮૦૭ (૧૯૩) ઊ. ઉત્કૃષ્ટપણે દેશેઉણ પૂર્વકોડી સુધી સાતાવેદનીનો બંધ જાણવો છતાં તેરમા ગુણઠાણાની ઉતકૃષ્ટસ્થીતિ સુધી સાતાવેદનીનો બંધછે તે અપેક્ષા જાણવી.

૮૦૮ (૧૯૪) ઊ. તીર્યંચગતીમાં નીચગોત્રનો ધ્રુવોદય હોયછે તેનીહદ પાંચમા ગુણસ્થાનસુધી છે તેકારણથી છઠાગુણસ્થાનથી ઊચ ગોત્રનો ધ્રુવોદય જાણવો અને મનુષ્યને પાંચમાગુણસ્થાન થી નીચ ગોત્રનો ઉદય નહોય પણ ઊચગોત્રનો ઉદયહોય જુવો કર્મગ્રંથે.

૮૦૯ (૧૯૫) ઉ. એવિષે અધ્યાત્મમતપરીક્ષા નામે ગ્રંથમાં નીચેમુજબ લખેલુછે.

૧ સંગ્રહનયની રીતિએ ક્રોધ તથા માન એ બંન્ને અપ્રીતિનો પરીણામ હોવાથી દ્વેષ કહેવાયછે અને માયા તથા લોભ એબન્ને પ્રીતિનો પરિણામ હોવાથી રાગ કહેવાયછે.

૨ વ્યવહારનયની રીતિએ માયાની યોજના પરના નુકસાનને અર્થે થાયછે માટે ત્રીજી માયાપણ દ્વેષજ કહેવાય અને ન્યાયોપારજીત દ્રવ્યપ્રમુખને વિષે જે લોભ થાયછે તે રાગ કહેવાયછે પરંતુ અન્યાયોપારજીત દ્રવ્યાદિકને વિષે જે લોભ થાયછે તે રાગ કહેવાયનહી.

૩ રૂજુસૂત્રનયની રીતિએ ક્રોધ જેછે તે અપ્રીતિનોજ પરીણામ હોવાથી એકાંત દ્વેષ કહેવાય છે બાકીના ત્રણ જે માન માયા ને લોભ તે એકાંત દ્વેષ કહેવાય નહી કિંતુ અનેકાંત કહેવાય કેમકે માન જ્યારે સ્વોત્કર્ષ પરિણામ રૂપ હોય છે ત્યારે રાગ કહેવાય છે અને જ્યારે પરનિંદા પરિણામરૂપ હોય છે ત્યારે દ્વેષ કહેવાયછે તેમજ માયા તથા લોભ પણ જ્યારે પૂર્વપરિણામરૂપ હોયછે ત્યારે રાગ કહેવાયછે અનેજ્યારે પરદ્રોહ પરિણામરૂપ હોયછે ત્યારે દ્વેષ કહેવાયછે.

૪ શબ્દનયની રીતિએ ક્રોધ જેછેતે દ્વેષરૂપછે અને લોભ રાગ રૂપછે હવે માન તથા માયા અપ્રીતિના પરિણામરૂપ થઇને ક્રોધમાં ભળીજાય ત્યારે દ્વેષમાં ગણાય અને પ્રીતિના પરિણામ રૂપે થઈને જ્યારે લોભમાં આવી મળી જાય ત્યારે રાગમાં ગણાય.

૮૧૦ (૧૯૬) ઊ. છલેસ્યા છઠા ગુણસ્થાન સુધી કહીછે તેનું કારણ એજે અંતની ત્રણ સુભ લેસ્યામાં વીરતી પ્રાપ્ત થયા પછી આધની ૩અસુભલેસ્યા આવેતો તેથી વ્રત ભંગ ગણાતો નથી તે અપેક્ષાએ છલેસ્યા છઠાગુણસ્થાન સુધી સંભવે અને સમકિતની પ્રાપ્તી

વખતે છએ લેશ્યા હોઈશકેછે પણ વીરતી પ્રાપ્તથતીવખતે અસુભલેશ્યા ૩ નહોય તે હેતુથી ચોથા ગુણઠાંણાસુધી છલેશ્યા કહીછે. જુવો ત્રીજા કર્મગ્રંથે.

૮૧૧ (૧૯૭) ઉ. તીર્થંકરનીવાણીના ૩૫ ગુણ જેછેતે તીર્થંકરના મૂળ અતીશય ૪મધ્યે વચનાતિશયમાં સમાયછે.

૮૧૨ (૧૯૮) ઊ. મીશ્ર ગુણઠાંણામાં મીશ્રમોહીનીનો ઉદયછે અને અનાભિગ્રહ મિથ્યાત્વમાં મિથ્યાત્વમોહીનીનો ઉદયછે. અનાભિગ્રહ મિથ્યાત્વીને અગ્નાનનીમુખ્યતાછે અને મીશ્રગુણઠાણે ગ્નાન તથા અગ્નાનની મીશ્રતાછે ઇત્યાદિ તફાવત જાણવો.

૮૧૩ (૧૯૯) ઉ. સાસ્વાદન ગુણઠાંણે એકેંદ્રી માર્ગણાએ આયુબંધ માનવામાં હરકતછે તેનું કારણ કલમ માં જણાવ્યુંછે. એથી જાણવુંકે આયુબંધનો વખત આવતાં પહેલાં સાસ્વાદનગુણઠાંણુ ટળીને મિથ્યાત્વ ગુણસ્થાન આવીજાયછે. જુવો કર્મગ્રંથે.

૮૧૪ (૨૦૦) ઊ. ભવાભીનંદિ એટલે ભવનેવિષે આનંદિહોય તેઓને મુખ્યતાએ પેહેલુ ગુણસ્થાન ગણવામાંઆવે અને પુદગલાનંદિ એ શબ્દવડે સમકિતનો નિષેધનહી પરંતુ તેને પુદગલિક વસ્તુપર આ ભીરૂચી હોવાથી તેનાથી નિવૃતીપામેનહી માટે અવિરતીરૂપ હોયછે તેને ચોથુગુણસ્થાન કહીશકાય એ તફાવત જાણવો.

૮૧૫ (૨૦૧) ઉ. સમકિત પામવાને પ્રસંગે જે અપૂર્વકરણ થાયછે તે મિથ્યાત્વ ગુણઠાંણાના અંતમાં કહેવાય અને ઉપશમશ્રેણી યા: ક્ષપકશ્રેણીના પ્રારંભવખતે જે અપૂર્વકરણ થાયછે તેને આઠમું ગુણસ્થાન કહેવાયછે.

૮૧૬ (૨૦૨) ઉ. આઠમા ગુણઠાણે શ્રેણીના પ્રારંભમાં જે અપૂર્વકરણ જીવપરીણામ લબ્ધીવિશેષ રૂપ હોયછે તે કરણનેલિધે ત્યાં તેજ નામનું ગુણસ્થાન કહેવાયછે પરંતુ સમકિતની પામીને પ્રસંગે અપૂર્વકરણ થાયછે તે પેહેલેગુણઠાંણે છેલ્લીઅવસ્થાનુ ઇત્યાદિ તફાવત જાણવો.

૮૧૭ (૨૦૩) ચઉદમા ગુણઠાંણાનો કાળ પાંચ લઘુઅક્ષર ઉચ્ચારનો જે કહેલોછે તેથી ઓછોકાળ શાસ્ત્રમાં જોવામાં આવ્યોનથી એટલે જધનોતકૃષ્ટકાળ એકજ કહેછે.

૮૧૮ (૨૦૪) રૂ. કારકસમકિત પ્રાયે સાતમા ગુણઠાંણાથી ચઉદમા સુધી કેહેવાય તેનુંકારણ એજે જેમ જ્ઞાનીએ મોક્ષમાર્ગ જ્ઞાનદર્શન ચારિત્રરૂપ પ્રકાશેલો છે તેમ અપ્રમાદિપણે વર્તવું તે સાતમાંગુણઠાંણે અપ્રમાદિ સર્વવીરતી સાધુને લાગુપડે ત્યાથી તેનો પ્રારંભ જાણવો. જુવો સમકિતસંબંધી ગ્રંથોમાં.

૮૧૯ (૨૦૫) મિથ્યાત્વગુણઠાંણે સમકિતશબ્દ લાગુપડે એવી કેટલીક બાબતો આ નીચે બતાવવામાં આવેછે:

૧ દ્રવ્ય સમકિત એટલે ભાવસમકિતવિના એકલુ દ્રવ્યસમકિત પ્રાયે પહેલેગુણઠાંણે હોઇશકે.

૨ વ્યવહારસમકિત એકલે નિશ્ચયસમકિતવિના બાહ્યવ્યવહારાચરણરૂપ

૩ દીપકસમકિત એટલે પોતાને આત્મજ્ઞાનની નાસ્તીવડે તત્વાર્થ શ્રધાનનો અભાવછતાં જેની વૃતી દીપકનીપેરે પરને પ્રકાશકારી હોય તેને દીપક સમકિત સંજ્ઞા કહેવાયછે.

૮૨૦ (૨૦૬) ઊ. મિથ્યાત્વ અને સાસ્વાદન એબેમાં પ્રણામની તારતમ્યતા નીચેમુજબ જાણવી.

૧ સાસ્વાદને નિયમાં સંકલિષ્ટપણુછે એનુ કારણકે સંકલિષ્ટપ્રણામે કરી ઊપશમસમકિતથી પડીને મિથ્યાત્વેજતાં દરમિયાન સાસ્વાદન ગુણઠાંણુ આવેછે પણ વિશુધપ્રણામે કરી મિથ્યાત્વથી ઉપલેગુણઠાંણે ચડતાં વચમાં આવતુનથી તેથી સંકલિષ્ટમાંજ ગણાય પણ વિશુધીમાં ગણાય નહી.

૨ મિથ્યાત્વેસંકલિષ્ટ તથા વિશુધી એ બેઉભાવછે તેનાં કારણો નીચે મુજબ

## સંકલિષ્ટ વિષે

ઊપશમ સમકિતથી વમેલોજીવ સાસ્વાદને થઈને મિથ્યાત્વેઆવે તે વારે તેને સાસ્વાદનકરતાં અધીક સંકલિષ્ટપ્રણામ મિથ્યાત્વગુણઠાંણે હોય.

વેદકસમકિત એટલે જેને સમકિતમોહનીનો ઉદય વિપાકે વર્તે એવો સાતીચાર સમકિતવાલો જીવ સમકિતવમતાં સાસ્વાદનવિના પરભારો મિથ્યાત્વે આવે તેવારે તેને સંકલિષ્ટપ્રણામ હોય.

અનાદિમિથ્યાદ્રષ્ટી કે જેને કરણલબ્ધી નહોય તેનેપણ સંકલિષ્ટતા હોય.

# વિશુધી વિષે.

જેને કરણલબ્ધી એટલે સમકિત પામવાને પ્રસંગે ગ્રથીભેદરૂપ અપૂર્વકરણ તથા ઉપસમસમકિતની પહેલાંનુ અનિવૃતીકરણ નામે એ બેઉ વિશુધપ્રણામ રૂપ કરણ મિથ્યાત્વગુણઠાંણે છેવટમાં હોયછે.

૮૨૧ (૨૦૭) ઉ. મિશ્રગુણઠાંણા વાલાને ઉતકૃષ્ટ સંસાર પરીભ્રમણ કાળ પ્રાયે. અર્ધપુદગલ પરાવર્તન થી ન્યુન જાણવો કારણ બહુધા સાદિ મિથ્યાદ્રષ્ટી મિથ્યાત્વેથી મિશ્રે જાય અથવા સમકિત ગુણઠાંણેથી મિશ્રેઆવે એ બેઉની અપેક્ષાથી તે શુકલપક્ષી કહેવાય.

૮૨૨ (૨૦૮) ઊ. જૈન માર્ગાનુસારી એ સમકિતનો ઊધમી યાને સમકિતના કારણરૂપી માર્ગમાં પ્રવર્તક હોવાથી પ્રાયે શુકલપક્ષીમાં ગણાય અને તેને ઉતકૃષ્ટ સંસાર પરીભ્રમણ કાળ એક પુદગલ પરાવર્તન હોઇશકે એમ શાસ્ત્રાભિપ્રાય છે. જુવો સમકિત સંબંધી ગ્રંથોમાં.

૮૨૩ (૨૦૯) ઉ. મિથ્યાત્વથી પરભારા મિશ્રગુણઠાણે જઇશકેછે હવે તે સાદીકે અનાદિ મિથ્યાત્વી જઇશકે એ વિષયમાં બેમત દિસેછે એમાં સાદિમિથ્યાત્વી જઇશકે એવિષે પ્રબલકારણ એજે મિશ્રમોહિની બંધમાં નથી તેથી સમકિત પ્રાપ્તીને પ્રસંગે કરણલબ્ધીને યોગેકરી મિથ્યાત્વ મોહિનીના ત્રણહિસ્સા થાયછે અને તે પછી મિશ્રમોહિનીનો ઊદયથાયતો સમકિત ગુણઠાણેથી મિશ્રેજાય અથવા મિથ્યાત્વમોહનીનો ઉદયથાયતો મિથ્યાત્વે આવે ત્યારે તે સાદિમિથ્યાત્વી કહેવાય અને પછી મિશ્રમોહિની જે સત્તામાંહતી તેનો ઊદય થાયતો તે સાદિ મિથ્યાત્વી મિશ્રેજાય એમ બનીશકે હવે બીજાપક્ષ વિષે એવો સવાલ ઉઠેછેકે અનાદિમિથ્યાદ્રષ્ટીને મિશ્રમોહિનીનો ઉદય સીરીતે થઇશકે અનેતે ઉદયવિના મિશ્રે કેમ જઇશકે.

૮૨૪ (૨૧૦) ઉ. વેદનીવિના બીજી સાતકર્મની પાપપ્રકૃતી મધ્યે જે પ્રકૃતીનો વિપાક ભોગવાય તેનો ઉદય મુખ્યતા એ કહેવાય અને તે ભોગવવે કરીને ભોગવનારને જે અસાતા થાય તે અસાતાવેદનીનો ઉદય માનવો.

અસાતાવેદનીનો ઉદય નીચે લખેલા આઠ પ્રકારમાં સમાયછે.

૧ અમનોજ્ઞશબ્દ ૨ અમનોજ્ઞરૂપ ૩ અમનોજ્ઞગંધ ૪ અમનોજ્ઞરસ ૫ અમનોજ્ઞસ્પર્શ ૬ મનસુખ ૭ વચનસુખ ૮ કાયસુખ.

૮૨૫ (૨૧૧) ઉ. (જ્ઞાન) શબ્દમાં વિદ્યા સમાય છે. શાસ્ત્રના ગ્રંથોને જ્ઞાન કહેછે તેનો હેતુ એજે જ્ઞાનાવર્ણી કર્મનો ક્ષયોપશમજન્ય ઉપયોગરૂપ ભાવજ્ઞાનનુ તે કારણછે તેથી કારણે કાર્યોપચારથી ગ્રંથોને જ્ઞાનસંજ્ઞા જાણવી—ન્યાયકાયદાભિપ્રાયથી વિદ્યાની કમાઈ અને જ્ઞાનની કમાઇ એક રૂપમાં થઇશકે.

૮૨૬ (૨૧૨) ઉ. મૃષા એટલે અસત્ય અને માયામૃષા વડે કપટસહીત અસત્ય એમ કહેવાય. અસત્ય બોલવાને પ્રસંગે લગતા ગુન્હા આપુસ્તકના પેહેલા ભાગમાં કલમ ૩૬૨મીમાં જણાવેલાછે. તે સાથે પીનલકોડ કલમ ૪૧૫ થી ૪૨૪ સુધી ઇત્યાદિ જોડવાથી માયામૃષાનો સંબંધ થઇ શકે. પણ યાદ રહેવુ જોઇયેકે પીનલકોડમાં બાંધેલાં લક્ષણો સાથે જૈનશાસ્ત્રમાં કહેલાં પાપસ્થાનોનો મુકાબલો બહુ ગુચવણ ભરેલોછે તથાપી મુખ્યતાથી બહુ સંક્ષેપેકરી આ પુસ્તકમાં કિંચિત સૂચવ્યુંછે.

૮૨૭ (૨૧૫) ઉ. પીનલકોડ મુજબ વિશ્વાસઘાતનુ મૂળ સ્વરૂપ એવુંછેકે ભરૂસાથી સાંપેલી મિલકતનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવો અને જૈનશાસ્ત્રાભિપ્રાયથી અદત્તદાનનુ મુખ્ય સ્વરૂપ એમછેકે બીજાએ આપ્યાવિનાની વસ્તુ લેવી.

ઠગાઈમાં બીજાને નુકસાનકારક કપટભરેલી વર્તણુક થાયછે.

હવે ઠગાઇ અને વિશ્વાસઘાત એ બેઉ ગુન્હામાં મિલકત સંબંધી બદદાનતથી કરેલી વર્તણુકનો સમાવેસ જૈનશાસ્ત્રના હેતુથી અદતાદાનમાં થઇશકે.

૮૨૮ (૨૧૬) ઉ. એ વાકય અંશનૈગમનુ જાણવું.

## દૃષ્ટાંત.

અયોગીકેવળી સમભીરૂઢનયના અભિપ્રાયથી સિધ કહેવાય તોપણ સરીરાદિ સંબંધે કરી અંશનૈગમના હેતુથી તે સંસારીમાં ગણી સકાય.

૮૨૯ (૨૩૪) ઉ. કર્મપ્રકૃતી ૧૫૮માં વિશંયોજના અનંતાનુબંધી ચોકડીની થઈ શકેછે.

૮૩૦ (૨૧૯) ઉ. કોઇપણ પદાર્થ વિષે અસ્તી નાસ્તી ઇત્યાદિ સપ્તભંગ લાગુ પડે તેને સપ્તભંગી કહેછે અને પ્રમાણના અંશને નય કેહેછે. નયની સપ્તભંગી નથાય તેનું કારણકે તે સપ્તભંગીનો સમાવેસ પણ નયમાં થઇશકે.

૮૩૧ (૨૨૦) ઉ. વર્ણાદિ ૨૦માં સ્થુલવ્યવહારની અપેક્ષાએ કરી ક્રસન તથા નીલ એ બે વર્ણ તથા દુરભીગંધ અને તિક્ત કટુ એ બે રશ તથા ગુરૂ ખર રૂક્ષ સિત એ ચાર સ્પર્શ મળીને ૯ અસુભછે બાકીના ૧૧ સુભ જાણવા જુવો કર્મગ્રંથે.

૮૩૨ (૨૨૧) ઉ. તીર્યંચનુઆયુ એ આયુકર્મ મધ્યેની પ્રકૃતીછે અને તીર્યંચની ગતી એ નામકર્મ મધ્યેની પ્રકૃતીછે આયુ એને કેહે છે કે જે આખા ભવમાં એકવાર બંધાય અને તે બંધાયા પછીના બીજા ભવમાં અવસ્ય ભોગવાય હવે ગતી નામકર્મ બાંધવામાં તથા ભોગવવામાં આયુસરખો કાંઇ નિયમ નથી.

૮૩૩ (૨૨૨) જુવો ત્રીજા ગુણઠાણે બંધ પ્રકૃતી ૭૪ છતાં ચોથા ગુણઠાણે ૭૭ છે તેમજ છઠા ગુણસ્થાનમાં આહારક દૂગ ની બે પ્રકૃતી બંધમાં વધેછે એ બે બાબતો વિશેષરૂપ હોવાથી અપવાદ તૂલ્ય કહેવાય.

૮૩૪ (૨૨૩) ઉ. રોચક સમકિત અને ૧૦ પ્રકારની રૂચીનુ સ્વરૂપ જુદે જુદુ છે તે સમકિત પચ્ચીસી નામે ગ્રથથી જાણવું.

૮૩૫ (૨૨૫) એ સબ્દો શ્રુતજ્ઞાનમાં અનક્ષર શ્રુતમાં સમાયછે.

૮૩૬ (૨૨૬) પરભવ જતાં દરમિયાન જીવને એક આયુપ્રાણ તથા પ્રાયે અચક્ષુદર્શન હોયછે.

૮૩૭ (૨૩૨) ઉ. સાધુપદ ગ્રહણ કરયાબાદ તેમને અંગ હિનાદિ મ્હોટી ખામી આવેતો આચાર્યપદ દેતાં બાધ આવે જુવો પ્રવચન સારોધારમાં.

૮૩૮ (૨૩૪) ઉ. સીધનુ અનંતર દ્રવ્ય ૧૧ મી ગુણશ્રેણીવાલા અયોગી કેવળી અને સીધનુ પરંપરા દ્રવ્ય કહેવામાં સામાન્ય

રીતે પહેલી સમકિત ગુણશ્રેણીથી માંડીને દશમી ગુણશ્રેણી સુધીના મહાત્મા સમાયછે અને તારતમ્યતાએ જોતાં જેમ જેમ ગુણશ્રેણીનો વધારો તેમ તેમ સિધાવસ્થાનો માર્ગ નજીક પડતો જાણવો.

૮૩૯ (૨૩૭) ઉ. હરવસ્તુના સહભાવી પર્યાયનું નામ ગુણ કહેવાય અને ક્રમભાવીપર્યાયને પર્યાય સંજ્ઞાછે. પર્યાયના બહુ ભેદછે તેથી ઈહિં તર્ક ઊત્પન્ન થશે કે તે કિયા પર્યાય સમજવા. તેનો જવાબ એ જે ક્રમભાવીપર્યાય વડે ગુણના પર્યાય સમજવા. જુવો ષટદ્રવ્ય વિચાર તથા દ્રવ્યસંગ્રહ વગેરે.

૮૪૦ (૨૪૦) ઊ. કેવળીને ક્ષાયક ભાવમાં નયની જરૂર નથી પણ ઊપદેશમાં નયની જરૂર છે કેમકે નય વિના કોઇ શબ્દ સાર્થક નથી.

૮૪૧ (૨૪૧) ઊ. મનપર્યવ જ્ઞાન અને અવધીજ્ઞાન એ બેઉ વચ્ચે જઘન્ય મર્યાદ ક્ષેત્ર વિષે મ્હોટો ફરક છે એટલે અવધી જ્ઞાનનુ જઘન્ય ક્ષેત્ર કરતાં મનપર્યવનુ જઘન્ય ક્ષેત્ર બહુ વધારે છે અને મનના પર્યાયની વિચિત્રતા જાણી શકવામા બહુબારીકીછે એથી કરીને સામાન્ય હેતુથી અવધીજ્ઞાન કરતાં મનપર્યવજ્ઞાનનો દરજો મ્હોટો જાણવો.

૮૪૨ (૨૪૪) તીર્થંકર પુરૂષાકારે હોયછે તેથી મલ્લીનાથ સંબંધી સ્ત્રી લિંગનો વિષય આશ્ચર્યરૂપ ગણ્યોછે તીર્થંકરની પ્રતીમા સ્ત્રીની આકૃતીમાં અનુચિત દેખાય એવો હેતુ હોયતો તે વિષે તેમજ એ બાબતમાં વધારે ખુલાસો બહુશ્રુતને પુછી લેશો તત્ત્વ કેવળીગમ્ય.

૮૪૩ (૨૪૫) ઉ. સપ્ત વ્યસનનુ દ્રવ્ય તથા ભાવથી સ્વરૂપ કલમ ૮૦૪માં બતાવ્યુંછે એ બેઉવચ્ચે તફાવત એ જે જે દુષ્ટાચાર તરીકે ક્રિયારૂપ સાતે વ્યસન છે તે દ્રવ્યરૂપછે અને જેના અંતરમાં જુદા મોહ પરીણામની કલ્પના (વિચારણા) ધ્યાવના થાયછે તે ભાવિત વ્યસન કહીયે.

૮૪૪ ૨૪૯ ઉ મતીજ્ઞાનમાં ધારણા નામે જે ભેદ છે તેનો અર્થ એ જે પૂર્વે અનુભવેલી બિના યાદમાં રહે તે ધારણા કહેવાય. જાતીસ્મર્ણ જ્ઞાનનો ભાવાર્થ તેને લગતો છે એમ સમજી ધારણાના ભેદમાં તેનો સમાવેશ લિધો હોય એમ દિસેછે તોપણ તેનો વધારે ખુલાસો બહુશ્રુતથી મેળવવાની ભલામણ છે.

૮૪૫ (૨૫૦) ભવપરાવર્તનનું સ્વરૂપ દ્રવ્ય તથા ભાવ એ બે પ્રકારે આસાંબર મતાભિપ્રાયથી પાંચમા કર્મગ્રંથમાં જણાવ્યું છે તે જોવું.

૮૪૬ (૨૫૧) ધ્યાનના ૧૬ પાયા પૈકી અંતના ૨ પાયા મુકી દેઈને બાકીના ૧૪ પાયા પ્રવતીજન્ય છદમસ્ત અવસ્થા વિષે કરણના દ્રવ્યાપારરૂપ હોવાથી તેમાં ભાવમનની જરૂર છે હવે સયોગી કેવળીને ભાવમનનો અભાવ છતાં એકલું દ્રવ્યમનછે તે ધ્યાનવિષે કાર્યકારી નહી પણ પ્રાણરૂપેછે તેથી સંયોગીકેવળીની સ્થિતી ધ્યાનાંતરીકા (ધ્યાન રહિત) કહેવાય એકેંદ્રીથી તે ચૌરેંદ્રીસુધીના જીવો મન રહિત છે તેથી તેઓને ધ્યાન ન કહેવાય શુકલધ્યાનના છેવટના (૨) પાયાને યોગ નિરોધ રૂપ ધ્યાન કહેછે તે તેરમા ગુણઠાંણાના અંતથી લેઇ ચઊદમામાં સમાપ્રી થાયછે. જુવો અધ્યાત્મમતપરીક્ષા તથા નવ તત્વ.

૮૪૭ (૨૬૦) ઊ. ક્ષયોપશમસમકિતનું બીજુનામ વેદકસમકિત કહયુંછે તે ચોથાથી સાતમા ગુણસ્થાન સુધી હોય અને ક્ષયોપશમ ચારીત્ર છઠ્ઠાથીલેઇ દશમા ગુણસ્થાનસુધી હોયછે એ તફાવત ગુણસ્થાન સંબંધી જાણવો.

૮૪૮ (૨૬૧) બંધ કરતાં સત્તામાં પ્રક્રતી વધારે કહી તેનું કારણ એજે કેટલીક બંધપ્રક્રતીમાં સમાતા પેટાભેદોનો વધારો સત્તાની ગણતીમાં લિધોછે અને ઉદયમાં તે પ્રક્રતી દર્શનમોહની સંબંધી વધી છે તેનો હેતુ એજે એક મિથ્યાત્વમોહનીના ત્રણભાગ વિશુધ પ્રણામ વડે થઇને તે પોતપોતાના સ્થાનમાં ઉદયમાં આવેછે તેથી બંધ કરતાં ઊદયમાં એ પ્રક્રતી વધારે ગણાય છે.

૮૦૯ (૨૬૩) ઊ. જુદે જુદા હેતુથી એ બન્ને ભાવ પરસ્પર એકબીજાથી ન્યુનાધિક જાણવા તે આવી રીતે.

## ઊપશમભાવની અધીકતા

(૧) ચારીત્ર વિષયમાં જોતાં ક્ષયોપશમ ચારીત્ર કરતાં ઉપશમ ચારીત્રની અધીકતા આ નીચે જણાવેલા ત્રણ પ્રકારે છે.

(ક) ક્ષયોપશમ ચારીત્ર સાતીચાર રૂપે અને ઊપશમ ચારીત્ર નિરતીચાર રૂપેછે.

( ખ ) ક્ષયોપશમ ચારીત્ર દશમા ગુણઠાંણા સુધી છે અને ઉપશમ ચારીત્ર ૧૧ મા ગુણઠાણે હોય છે.

( ગ ) ક્ષયોપશમચારીત્ર આખા ભવચક્રમાં પૃથકત્વ હજાર વાર આવીશકે અને ઊપશમચારીત્ર ચારવાર આવી શકે.

૨ સમકિતની અપેક્ષાથી જોઇયેતો ક્ષયોપશમભાવનુ સમકિત સાતમા ગુણઠાણા સુધી સાતીચાર છે અને ઉપશમભાવનુ સમકિત ૧૧મા ગુણસ્થાન સુધી નિરતીચાર રૂપેછે વળી ઉપસમસમકિત ફકત પાંચવાર આવીશકે અને ક્ષયોપશમ સમકિત અસંખ્યાતિવાર આવી શકે જેની પ્રાપ્તી થોડીવાર હોય તેની અધીકતા કહેવાયછે.

૩ મોહની કર્મોદયની અપેક્ષા જોતાં ઉપશમ ઊદય રહિત અને ક્ષયોપશમ ઊદય સહીતછે ઊપશમ ભાવ આખા ભવચક્રમાં પાંચવાર આવી શકે અને સમકિતને લગતો ક્ષયોપશમ ભાવ આખા ભવચક્રમાં અસંખ્યાતીવાર આવી શકે એવો શાસ્ત્રાભિપ્રાયછે.

## ક્ષયોપશમ ભાવની અધીકતા જુવો.

(૧) ક્ષયોપશમ ભાવની પાંચલબ્ધી તથા દશઉપયોગ (કેવળજ્ઞાન કેવળદર્શનવિના) બારમાં ગુણઠાંણા સુધી હોયછે.

(૨) ક્ષયોપશમ ભાવથી જેટલે દરજ્જે કેવળજ્ઞાનનું નજીક પણુ છે તેટલે દરજ્જે નજીકપણુ ઊપશમભાવથી નથી.

૮૫૦ (૨૬૪) અર્ધરાજ ઊપ્રાંત એક લક્ષ યોજન વધારે થાયછે (લોકનાલબત્તીસી તથા સંગ્રહણી સાથે ગણીત કરી જુવો.

૮૫૧ (૨૬૬) છઠ્ઠુ દિશીપરીમાણુ વ્રતમાં વિશેષે કરીને જે સંકોચ કરવો કે જેમાં માત્ર કોઇ અંશની છુટ રહે તેને દેશાવગાસિક વ્રત કહેછે એ તફાવત જાણવો (બાર વ્રતની ટીપ જુવો.)

૮૫૨ ૨૬૭) શ્રાવક જેછે તે પાપારંભ સંયુકત હોવાથી જેમ જેમ દિશીની છુટ તેમતેમ વધારે કર્મબંધનનું તેને કારણ રહેછે તે કારણ ઓછુકરવા માટે તેને દિશીપરીમાણ વ્રતની જરૂરછે હવે સાધુની વ્યવસ્થા પાપારંભથી આલગ છતાં બીજાઓને પાપારંભથી મોકલા કરવાના ઊપદેશકછે તેથી સાધુને દિશીપરીમાણુવતની જરૂર નથી.

૮૫૩ (૨૬૮) અગીઆરમા ગુણઠાંણેથી નીચે પડવાનો સબબ કાળની મર્યાદાનો ક્ષય યાને સ્વભાવીક નિયમ જાણવો ભાવાર્થ એજે ૧૧મા ગુણઠાંણાનો કાળ પૂરોથયા પછી ઉપશમભાવમાં ૧૧માની ઉપર ચહડવાનો અભાવછે જ્યારે ઉપર ચહડવાનુ નહોય ત્યારે સ્થિતીક્ષયે જરૂર નીચે ઉતરવુંજોઇયે એ દરેક સ્થાનનો નિયમછે તે પ્રમાણે જાણવુ જેમકે આપણે કોઇએક કાંકરાદિ વસ્તુ સાંમ્હી તરફ ફેકીયે તેને આડી ભીંત હોયતો તે તેની પેલીમેર ન જઇશકતાં તે વસ્તુ પાછી પલટેછે તેમ યહાં પાછું પલટવાપણુ જાણવું.

૮૫૪ (૨૬૯) ચઉદ ગુણઠાંણાં મધ્યે ત્રીજુ બારમુ અને તેરમુ એ ત્રણ ગુણઠાંણા વરજીને બાકીનાં ૧૧ ગુણઠાંણાંમાં મરણસંજ્ઞા કહેવાયછે પણ આ ભવના આયુના અંત અનંતર નારકી વિના બીજી ત્રણ ગતીમાં જતાં પહેલુ, બીજુ અને ચોથુ એ ત્રણ ગુણઠાંણાં માહેનું ગમેતે હોય કારણકે જે વિરતીપણુ હોયછે તેની હદ પોતીકા ચાલતા આયુની હદ સુધીછે તે ઉપ્રાંત નથી અને પરભવમાં જતી વખતે પરભવના આયુનો ઊદય હોય તેથી તે પ્રસંગે વિરતીનો અભાવ જાણવો.

૮૫૫ (૨૭૦) ઉ. જયારે નીચેમુંજબ મિથ્યાત્વના ૪ ભેદ ગણીયે ત્યારે તેમાં પ્રવૃતીમિથ્યાત્વ તથા પ્રદેશ મિથ્યાત્વના ઉદયમાં મિથ્યાત્વ ગુગુઠાંણુ હોવાની જરૂરનથી અને પરૂપણા મિથ્યાત્વ તથા અનુભાગ મિથ્યાત્વને પ્રસંગે મિથ્યાત્વ ગુણઠાણાનો સદભાવ જાણવો

| | |
|---|---|
| ૧ પ્રવૃતીમિથ્યાત્વ | ૨ પ્રદેશમિથ્યાત્વ |
| ૩ પરૂપણામિથ્યાત્વ | ૪ અનુભાગમિથ્યાત્વ. |

૮૫૬ (૨૭૦) ઉ. જે સમકિત વડે ચોથાથી ઉતરતુ ગુણસ્થાન નહોય પણ તે ઉપ્રાંત હોય તેની વિગત

| | |
|---|---|
| ૧ ક્ષાયક (ચોથાથી ૧૪મા સુધી) | ૨ ક્ષયોપશમ (ચોથાથી૭માં સુધી) |
| ૩ ઉપશમ (ચોથાથી ૧૧મા સુધી) | ૪ વેદક (ચોથાથી ૭ મા સુધી) |
| ૫ કારકસમકિત પ્રાયે ૭મા ગુણ ઠાણેથી કહેવાય. | |

૬ ભાવસમકિત ચોથાથી માંડીને જુદેજુદા પ્રકાર પ્રમાણે

હવે આનીચે કહેલા પ્રકારો મધ્યે ગમેતે એકજ પ્રકાર લાગુપડતો હોય તેને પ્રાયે પહેલુ ગુણુઠાંણુ કહેવાય.

દ્રવ્યસમકિત વ્યવહારસમકિત દીપકસમકિત રોચકસમકિત.

૮૫૭ (૨૭૧) ઉ. અદેવનેવિષે દેવબુદ્ધિ અગુરૂનેવિષે ગુરૂબુદ્ધિ અધર્મનેવિષે ધર્મબુદ્ધિ જેને હોય તેને વ્યકતમિથ્યાત્વ કહેછે અને માત્ર મોહલક્ષણ વાલા અજ્ઞાનીને અવ્યકત મિથ્યાત્વ કહેછે. વ્યવહારાપેક્ષા એ જોતાં વ્યકતમિથ્યાત્વની પ્રવૃતી વાલાને અભીગ્રહીક મિથ્યાત્વ કહેવાય ગુણસ્થાંનક્રમારોહ ગ્રંથાનુમતે અવ્યકતમિથ્યાત્વ વાલાને ગુણસ્થાનનો નિષેધ કરયોછે પરંતુ કર્મગ્રંથ વગેરેના અભીપ્રાયથી તેને મિથ્યાત્વ ગુણસ્થાંન લાગુ પડેછે.

૮૫૮ (૨૭૨) ઉ. ૧૧મા ગુણઠાણે જો ક્ષાયક સમકિત હોયતો ૭મી ગુણશ્રેણી અને ક્ષયકસમકિત નહોયતો તેથી પણ ઓછી નિર્જરા હોય અને આઠમા ગુણઠાંણે ક્ષપકશ્રેણીના પ્રારંભમાં આઠમી ગુણશ્રેણી ગણાય તેથી નિર્જરાનો ભાગ વધારે તથા કેવળજ્ઞાન ખેચવાની રસ્સી તેના હસ્તકમાં આવી એહેતુથી ૧૧મા ગુણઠાંણા કરતાં આઠમા ગુણઠાંણામાં ક્ષપકશ્રેણીનો પક્ષ બળવાન જાણવો પણ આઠમા ગુણઠાણે ઊપશમ શ્રેણીનો પક્ષ અગીઆરમા ગુણઠાંણા કરતાં નીચલા દરજ્જાનોછે.

૮૫૯ (૨૭૩) ભાષા સુમતીમાં સંભાલથી બોલવાના આઠપ્રકાર હમેશાં ધ્યાનમાં રહેવા જોઇયે તે નીચેમુજબ

૧ મધુરવચન ૨ નિપુણબુદ્ધિથી ૩ થોડુ ૪ કાર્યપડેત્યારે ૫અગર્વ ૬ અતુચ્છ ૭ પૂર્વેવીચારીને ૮ ધર્મસંયુક્ત.

૮૬૦ (૨૭૫) અભવ્યને પૂર્વધરની લબ્ધીનો નિષેધ કરયોછે તેમછતાં તે પૂર્વવિદ્યા ભણીશકેછે તેનો ગુહ્યહેતુ શાસ્ત્રમાં એવો કહેછે કે દશપૂર્વ સંપૂર્ણ યા તેથી વધારે ભણે તેને પૂર્વલબ્ધી કહીએ પણ દર્શપૂર્વથી ન્યુન હોય તેનો તેને નિષેધ નથી. તાત્પર્ય એજે દશપૂર્વથી ન્યુન હોય એવી વિદ્યાની પ્રાપ્તી અભવ્યને થઇશકેછે તેને ઊપલાહેતુથી બાધ નથી, જુવો સમકિત વિષયિક ગ્રંથમાં.

૮૬૧ (૨૭૬) અતીક્રમ વ્યતીક્રમ અતીચાર એ ત્રણ પ્રકારમાં પાંચમાથી તે દશમા ગુણઠાંણા સુધી હદ લાગુપડેછે અને અનાચાર વડે ગુણસ્થાનનીહદ પાંચમાથી વધારે કહેવાય નહી.

૮૬૨ (૨૭૮) ચોથાકર્મગ્રંથે છેવટની ગાથા મુજબ નવમુ અનંતુ થાયછે તેને વ્યવહારથી આઠમુ અનંતુ કહેવાયછે.

૮૬૩ (૨૭૯) દ્રવ્ય તથા ભાવની અપેક્ષાએ અવધીજ્ઞાનના ભેદ અનંતા કહેછે. ક્ષેત્ર તથા કાળની અપેક્ષાએ અવધીજ્ઞાનના ભેદ અસંખ્યાતા કહેછે અને સ્થુલ વ્યવહારનયથી અનુગામી ઇત્યાદિ ૬ ભેદ ગણ્યાછે તે સંખ્યાતા કહેવાય.

૮૬૪ (૨૮૧) સંજ્વલની સ્થિતી ૧૫ દાહાડાની જે કહી તે પ્રાયિક વચન જાણવું અને વિશેષકારણ પરત્વે એથી વધારે મુદત સુધી પણ થઇશકે.

૮૬૫ (૨૮૩) જેમાં શરીરને ખુલ્લીરીતે કૃશ કરવાની વ્યવસ્થા વર્તે એવા ઉપવાસાદિને લોકવ્યવહારે બાઝરીતે તપ કહેછે તેની મુખ્યતાલેઇ (બાઝતપ) સંજ્ઞા કહીછે એમાં અભ્યંતર તપની ગૌણતા જાણવી

જેમાં બાઝરીતે શરીરને કૃશકરવા જેવુ દેખાતુ નહોય પણ ભાવથી પ્રાયછિત લેવા વગેરેનુ જે પ્રવર્તન ગર્ભીતરીતે અર્થાપત્તીથી તપ સંજ્ઞામાં સમાય. એવા અભ્યંતરની મુખ્યતા લેઇ તેને અભ્યંતરતપ સંજ્ઞા કહીછે એમાં બાઝતપની ગૌણતા જાણવી.

૮૬૬ (૨૯૦) એનો જવાબ કલમ ૪૦૫ માં જુવો (જ્ઞાનનો બગીચો ભાગ પેહેલો).

૮૬૭ (૨૯૧) જીવ શુદ્ધ નિશ્ચયનયથી અરૂપી છતાં વ્યવહાર નયથી શરીર સંબંધે કરી રૂપી કહેવાય અને વળી એકેંદ્રી ઈત્યાદિ ૧૪ ભેદની સંજ્ઞા સાકારીપણાને લિધેજ છે તેથી નવતત્વ મધ્યે રૂપી માં ગવેખ્યાછે.

૮૬૮ (૨૯૫) કલ્પસૂત્રાર્થમાં એમ જણાવ્યુછે કે ગઉતમસ્વામીએ જેને દિક્ષા આપી તે સઘળા મોક્ષ ગયા એ અતીશય તીર્થંકરથી પણ જુદી રીતનો અધીકછે.

૮૬૯ (૨૯૭) શાસ્ત્રની જે પંચાંગી કહેવાયછે તેની સાથે અનુભવ તથા પરંપરા જોડવાથી સાત અંગ થાયછે.

૮૭૦ (૨૯૮) એ વચન સંગ્રહનયનુ જાણવું.

૮૭૧ (૩૦૧) એનુ ઉદાહરણ જુવોકે કોઈ માણસ મરી જાયછે તેને સજીવન કરવાનો કોઇપણ ઊપાય નહીછતાં તેની પાછલ રોવા

કુટવા વગેરેનો નિરર્થકચાલ ઘણા લોકોમાં પ્રવર્તેલોછે પણ તે ચાલ બિલકુલ ગેરફાયદાનો તથા પ્રત્યક્ષ અને પરંપરા એ હાનીકારકછે હવે તે ચાલ કોઇ માણસ તજેતો તેણે લોક વિરૂધ કામ કિધુ એમ સમજવું નહી.

૮૭૨ (૩૦૨) પુણ્ય અને જૈનધર્મના ખાસ સ્વરૂપમાં ભિન્નતા એછેકે ધર્મનો ખાસ હેતુ મોક્ષ છે તે કાર્ય સિદ્ધિથવામાં આશ્રવને રોકવાની જરૂરછે અને પુણ્ય એ સુભઆશ્રવ છે તેથી સરાગભાવમાં પુણ્ય ગ્રહણ કરવારૂપ અને વિતરાગ અપેક્ષાએ ત્યાગવા રૂપ છે.

૮૭૩ (૩૦૩) સાતા પમાડવી એ પુણ્યબંધનુ કારણ અને અસાતા નપમાડવી એ આશ્રવ નિરોધ રૂપછે એ તફાવત જાણવો.

૮૭૪ (૩૦૪) અગ્નીઆરંભમાં જેણે એવું કહયુંકે લાકડાં જોઇ ને નાખવાં. તે આશ્રવમાં કાંઇક અંશગ્રાહી થાય અને જે એમ કહયુંકે જોયાવિના નનાંખવાં તે વચન નિરવદ્ય યાને આશ્રવનિરોધ રૂપછે એ અંતર ભેદ જાણવો.

૮૭૫ (૩૦૯) (ગૌતમ) એ શબ્દમાં ત્રણ અક્ષર છે તેનો જુદે જુદો અર્થ સંક્ષેપમાં વિશેષણપૂર્વક નીચે મુજબ થઇશકેછે.

| અક્ષર | અક્ષરાર્થ | વિશેષણયુક્તઅર્થ |
|---|---|---|
| ૧ ગૌ | ગાય | કામધેનુગાય |
| ૨ ત | તરૂ (વૃક્ષ) | કલ્પવૃક્ષ |
| ૩ મ | મણી | ચિંતામણી રત્ન |

૮૭૬ (૩૯૦) ત્રણ પ્રકારના નમસ્કારનું સંક્ષેપ બ્યાન નીચે મુજબ જાણવું.

૧ વંદનાત્મક (અષ્ટઅંગાદિ નમનપૂર્વક વંદન કરવું તે)

૨ સ્તવનાત્મક (સ્તવન સ્તુંતીવડેકરીને જે ભક્તીકરવી તે)

૩ વસ્તુ નિર્દેશાત્મક (આપ્તના વચનોનો પ્રકાશ કરવો તે)

૮૭૭ (૩૧૪) જ્ઞાનનો વિષયમ્હોટોછે જ્ઞાનના પાંચભેદ મધ્યે પેહેલોભેદ મતીજ્ઞાનનો છે તેમાં બુદ્ધિનો સમાવેસ થાયછે.

બુદ્ધિના મૂળ ભેદ ૪ છે અને તે મતીજ્ઞાન તથા શ્રુતજ્ઞાનને સહાયકારીછે ઈત્યાદિ તફાવત જાણવો.

૮૭૮ (૩૧૫) મનપર્યવજ્ઞાનના બે ભેદ છે તેમાં રિજુમતી મન પર્યવજ્ઞાન વાલાને ઉત્કૃષ્ટ અનંતકાળ યાને અર્ધપુદગલ પરાવર્તન થી ન્યુન જાણવો અને વિપુલમતી મનપર્યવજ્ઞાન વાલા તેજભવમાં મોક્ષ જાય અવધીજ્ઞાનમાં પરમાવધીજ્ઞાન વાલા તેજ ભવમાં મોક્ષ જાય અને બીજીરીતના અવધીજ્ઞાન વાલાને સંસાર પરીભ્રમણ કાળ રિજુ મતીવાલાની માફક જાણવો.

૮૭૯ (૩૧૭) જીનકલ્પની તુલના આ પંચમઆરામાં શ્રી આર્ય મહાગિરીજી મહારાજે કરીહતી જેમ બનીશકે તેમ ઉત્તમમાર્ગની તુલના કરવી એ આત્મહિતકારી છે.

૮૮૦ (૩૧૮) અતી સૂક્ષ્મઅણુને (પરમાણુ) સંજ્ઞા કહેછે.

જે તીક્ષ્ણ ખડગાદિકે કરીને છેદાય નહી એવા દ્રષ્ટીઅગોચર અતીસૂક્ષ્મ પરમાણુ હોય તેને નિશ્ચયિક પરમાણુ કહેછે એવા અનંતા પરમાણુ મળીને એક વ્યવહારિક બાદરપરમાણુ કહેવાયછે.

૮૮૧ (૩૧૯) ખટદર્શણમાં જૈનસિવાયનાં પાંચદર્શણ તે અંગ કહેવાય અને જૈનદર્શણ તે અંગી કહેવાય.

૮૮૨ (૩૨૦) પ્રતીપાદન કરવાયોગ્ય અર્થને દીલમાં ધારી રાખીને તેને માટે અન્યઅર્થનુ જણાવવુ તેને ઉપોદઘાત કહેછે.

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારેનુ નામ પુરૂષાર્થ કહેછે.

વિતરાગ અને સર્વજ્ઞ એ બે ગુણદ્વારા જે અનુભવ થાય તે આત્મિક અનુભવ પૂર્ણ જાણવો.

૮૮૩ (૩૨૧) સમસ્તજીવને અભય દાયક ત્રીકરણ યોગથી સર્વેવિરતી મુનીને એ છઠુ ગુણઠાંણુ હોયછે અને સાતમુ અપ્રમાદીની અપેક્ષાએ છઠુ પ્રમાદી કહેવાયછે તોપણ પાંચમુ દેશવિરતીની અપેક્ષાએ છઠુ સર્વવિરતી વિશુધી કારકછે જેથી પાંચમાના છેલ્લાસ્થાનમાં સંયમના જેટલાં પર્યાય હોય તેનીસાથે સમસ્તજીવ જે આઠમેઅનંતે ગણાયછે તેટલેઅનંતે ગુણતાં જે થાય તેટલા (સર્વાકાશપ્રદેશથી અનંતગુણા) પર્યાય છઠાગુણઠાંણાના પેહેલા સંયમસ્થાનમાં હોય જુવો સંયમશ્રેણી સ્તવનાર્થ.

૮૮૪ (૩૨૨) છઠા ગુણસ્થાનના પેહેલા સંયમસ્થાનથી લેઇ યથાખ્યાત ચારીત્રના અંતીમ સ્થાન સુધીમાં જે મહાપુરૂષ વર્તતાહોય તે નિયમા વંદન યોગ્યછે અને તેથી ઉતરતા પદવાલાને માટે ભજના કહી. એટલે કોઈવખતે કારણેકરી વાંદવા યોગ્ય થઇ પડે.

૮૮૫ (૩૨૩) મુખ્યતાએ ચોથા ગુણઠાણાથી લેઇ ચઉદમા સુધી અને ગૌણતાએ પેહેલા ગુણસ્થાનના અંતમાં અપૂર્વ તથા અનિવૃતી કરણે સકામ નિર્જરા જાણવી.

૮૮૬ (૩૨૪) એનો જવાબ કલમ ૭૪૩થી જાણવો.

૮૮૭ (૩૨૬) અશુધનિશ્ચય નય જે વ્યવહારને લાગુ પડતીછે તેના અભિપ્રાયે કરી દ્રવ્યપ્રાણ વિયોગરૂપ મૃત્યુ થાયછે અને શુધનિશ્ચય નયમાં આત્મા પુદગલ રહીત હોય તેથી તેમાં મૃત્યુનો અભાવ જાણવો.

૮૮૮ (૩૨૭) અણાહારી કરતાં આહારીજીવ અસંખ્યાત ગુણા કહયા તેનુ કારણ એજે નિગોદનો અસંખ્યાતમો ભાગ હમેશાં વિગ્રહગતીરૂપ અણાહારી હોયછે અને નિગોદ અસંખ્યાતીછે તેથી તે અણાહારીને બેવાર અસંખ્યાતાનો ગુણાકાર કરવાથી થાય તેટલા સુમારે આહારી જીવ ગણાય.

૮૮૯ (૩૨૮) સત્ય એજ ધર્મનુ બીજ જાણવુ.

૮૯૦ (૩૩૧) અંધારૂ અને અજવાલુ એ બેઉ પુદગલ જન્યછે અ લોકમાં પુદગલ નથી માટે ત્યાં એથી વ્યતીરિકત અમુર્તીક આકાશમાત્રછે.

૮૯૧ (૩૩૪) વ્રતભંગ થવાથી ગુણઠાંણુ પલટાયછે એટલે મોહની કર્મના ઉદયાનુસાર ચોથુ કે તેથી ઉતરતુ ગમેતે ગુણઠાંણુ મિથ્યાત્વ પરીઅંત હોઇશકે.

૮૯૨ (૩૩૫) જુઠુ બોલવાથી મુખ્યતાએ અવિશ્વાસનો મ્હોટોદોષ લાગુપડેછે.

૮૯૩ (૩૩૬) મહાવીરસ્વામી મહારાજનો જન્મ સંવત ૨૬૯૧ સાલમાં થયાનુ પજુષણ મહાત્મમાં લખ્યુછે હવે બીજા લૌકીક ઇતીહાસોપરથી એમ સમજાયછેકે તેવખતમાં યુધીષ્ટરનો સંવત ચ.લતોહતો.

૮૯૪ (૩૩૯) બુદ્ધિભ્રંશ યાને ઉન્માદવિકારમાં પ્રાયે પેહેલુગુણસ્થાન મિથ્યાત્વ હોય.

૮૯૫ (૩૪૧) જેમાં જ્ઞાનપૂર્વક સત્ય શીલ અને સમભાવની મુખ્યતા ઉત્કૃષ્ટપણે હોય તે ધર્મ શ્રેષ્ટ જાણવો.

૮૯૬ (૩૪૨) અનંતા સુક્ષ્મપરમાણુ મળીને જે બાદરપરમાણુ તરીકે ખંધ થાયછે તેને વ્યવહારનયથી પરમાણુ કહેછે અનેતે બાદર પરમાણુને નિશ્ચેનયથી ખધ કહેછે.

૮૯૭ (૩૪૩) ૧ જૈનશાસ્ત્રમાં પરમાણુના બે ભેદ પાડેલાછે તેમાં ૧ નિશ્ચયિક યાને સૂક્ષ્મપરમાણુ. (૨) બીજો વ્યવહારિક યાને બાદર પરમાણુ આઠબાદરપરમાણુ મળીને એક ત્રશરેણુથાય. આઠત્રશરેણુએ એક રથરેણુ આઠ રથરેણુએ એક વાલાગ્ર આઠવાલાગ્રે એક લિખ થાય

(૨) અન્યમતાનુયાયી યાને વરાહમેર સંહીતામાં નીચેમુજબ કહયુછે

જાળીનાવચમાં સૂર્યનોપ્રકાશ આવેછે તેમાં જે સૂક્ષ્મતર રજ દેખાયછે તેને પરમાણુ જાણો એવા આઠ પરમાણુ મળીને રજ અને આઠ રજનો એક વાલાગ્ર થાય આઠ વાલાગ્ર મળીને એક લિખ થાય. એ ઉપરથી જણાશેકે જૈનમાં જેને બાદરપરમાણુ કહેછે તે અન્યમતાનુયાયી પરમાણુનો આઠમો ભાગ થાય.

૮૯૮ (૩૪૫) મુક્તિ અને મુક્તિસ્થાન ભિન્નછે ૧ કર્મથી યાને જન્મમરણરૂપ ચારગતીથી મુકાવવુ તેને મુક્તિ કહેછે તેતો યહાં જે જીવ કેવળજ્ઞાન પામી દેહત્યાગ કરે તેને યહાંજ મુક્તિમળી એમ કહેવાય

(૨) ઉર્ધ્વ લોકમાં લોકનાઅંતે જે સિધસિલા કહેછે તે મુક્તિસ્થાન અર્થાત મુક્તજીવોને રેહેવાનુ સ્થાન જાણવુ.

૮૯૯ (૩૪૬) દશપૂર્વથી ન્યુન જ્ઞાનવાલાને વ્યવહારથી જ્ઞાનીકહીયે કેમકે તેને સમકિતની ભજના કહીછે એટલે તેને સશકિત હોય યા નહોય તેનુ ચોકસ નહી. અને દશપૂર્વ પૂર્ણ યા તેથી વધારે જ્ઞાનવાલાને નિશ્ચેજ્ઞાની સમકિતની અપેક્ષાએ કહીએ કેમકે તેને નિયમા સમકિતહોય.

૯૦૦ (૩૪૭) સમકિતદ્રષ્ટી સંસારનાં કર્તવ્યકામો કરે તોપણ તે તેમાં રક્તથતોનથી અને મિથ્યાદ્રષ્ટી એવાં કામો રક્તતાથી કરેછે એ તફાવત જાણવો જુવો ષષ્ટીસતકમાં ગાથા ૨૧.

## ઉદાહરણ.

સમકાળે બે માણસ એકસરખી રસોઇ જમવાસારૂ બેઠાછે તેમાં એક જ્ઞાની સમકિતીછે તે જમતીવખતે પોતાથી જે ભોગ નહી તજાયો તેની ઉદાસિનતા ચિતમાં ધારેછે અને બીજો મિથ્યાદ્રષ્ટી અજ્ઞાનીછે તે વિષયાભિલાષીપણાથી મિષ્ટભોજનને કરી ખુસીથાયછે એ પ્રસંગે જ્ઞાનીજીવ મંદકષાયી દ્વારા ન્યુન અને અજ્ઞાની જીવ તીવ્રકષાયીદ્વારા અધીક કર્મબંધન કરેછે.

૯૦૧ (૩૫૦) વ્રત સંબંધી અષ્ટભંગીમાં દરેકના સ્વામી તથા ગુણસ્થાનની તપસીલ નીચેમુજબ

૧ જાણે આદરે તથા પાળે તે જીવ મુખ્યતાએ સાધુમનીરાજ છઠાસાતમા ગુણસ્થાન વાલા તથા એથી ચઢતા ગુણઠાણાવાલા વિશુદ્ધિ પણે અને ગૌણતાએ પાચમાં ગુણઠાણાવાલા દેશવિરતી જાણવા.

૨ જાણે આદરે પણ પાળેનહી તેજીવ જેણે સાધુપદ પંચમહા વ્રત ધારણ કિધાબાદ ઉદયભાવને યોગેકરી મહાવ્રતથી ભંગથએલા સંવેગપક્ષી ગુણસ્થાન ચોથાપાંચમા વાલા જાણવા.

૩ જાણે નઆદરે નપાળે તેજીવ સમ્યકદ્રષ્ટી ચોથાગુણઠાંણા વાલા સંસારથી ઉદાસીભાવે વર્તે વ્રતલેવાની રૂચીકરે તોપણ અવ્રતને ઉદયે કરી વ્રતધારણ કરીશકે નહી.

૪ જાણે નઆદરે અને પાળે તેજીવ અનુત્તરવાસી દેવ ચોથાગુણ ઠાંણાવાલા જાણવા ગતીઆશ્રયી અવ્રતીપણાને ઉદયે કરી તિહાં વ્રતનુ આદરવુંનથી તથાપી સમ્યકજ્ઞાન પૂર્વક વ્રતપાળવાને ભાવેજ વર્તેછે.

## અજ્ઞાની મિથ્યાત્વ ગુણસ્થાંન પેહેલું.

૫ નજાણે નઆદરે અને નપાળે તેજીવ કે જેણે જીવઅજીવનુ સ્વરૂપ જાણ્યુંનથી અને જીનવચનની આસ્થાવિના મોહલક્ષણ રૂપે પ્રવર્તે તે જાણવા.

૬ નજાણે નઆદરે અને પાળે તે જીવ બાળતપસ્વી કે જેને જીવઅજીવાદી સ્વરૂપની યથાર્થ પિછાંણ નથી પંચમહાવ્રતનુ સ્વરૂપ જાણતાનથી તોપણ કષ્ટતપાદિ આચરણ કરેછે તે જાણવા.

૭ નજાણે આદરે અને પાળે તે જીવ જૈનલિંગી બાહ્યક્રિયા પ્રતિ પાલક કે જેણે જીવાદિ નવતત્વ તથા ખટદ્રવ્યનુ સ્વરૂપ નયનિક્ષેપ તથા પ્રમાણેકરી જાણ્યુંનથી તોપણ વ્રતનિયમાદિ ક્રિયા ચરણ કરેછે.

૮ નજાણે આદરે અને નપાળે તે જૈનલિંગી (વેષધારી) અજ્ઞાની જાણવા.

૯૦૨ (૪૮૫) ધ્યાનનું લક્ષણ છદ્મસ્ત તથા કેવળી એ બેઉની અપેક્ષાએ બે પ્રકારનું છે તે હાવીરીતે

૧ છદ્મસ્ત આશ્રયી ધ્યાનનું લક્ષણ કરણના દ્રઢવાપાર યાને યોગના નિશ્ચલ પરીણામ રૂપછે.

૨ કેવળીઆશ્રયી ધ્યાનનુ લક્ષણુ યોગનિરોધ રૂપ જાણવું

જે ધ્યાનમાં આત્માની સાથે પરવસ્તુનો વિકલ્પ લાગુપડેછે અથવા જેમાં અરિહંત સીધનુ તત્વસ્વરૂપનુ અવલંબન લેવાય તે ધ્યાનને સાલંબની ધ્યાન કહીયે તે ભેદ શુકલધ્યાનનો પેહેલોપાયો દશમાગુણઠાણે પૂર્ણથાય ત્યાંસુધી જાણવું.

પરવસ્તુના વિકલ્પ રહીત ફકત શુદ્ધ આત્મદ્રવ્યમાં નિશ્ચલતા તે નિરાલંબની ધ્યાન શુકલધ્યાનનો બીજોપાયો એકત્વવિતર્કઅપ્રવિચાર નામે મુખ્યતાએ બારમે ગુણઠાણે અને ગૌણતાએ ૧૧મા ગુણઠાણે હોય.

તેરમા ગુણઠાણાની ઉત્કૃષ્ટસ્થિતી દેશેઉણ પૂર્વકોડી સુધીછે ત્યાંસુધી ધ્યાંનાંતરિકા એટલે ધ્યાનરહીત કહેવાય એમ અધ્યાત્મમત પરીક્ષામાં લખ્યુછે

તેરમાનેઅંતે ચઉદમાગુણઠાંણામાં શુકલધ્યાનનો ત્રીજો તથા ચોથો પાયો હોયછે.

૯૦૩ (૪૮૬) સપ્તભંગીનુ સ્વરૂપ સંક્ષેપેકરી આનીચે બતાવ્યું છે.

(૧) સ્યાતઅસ્તી એ આત્મા વર્તમાનમાં જ્ઞાનાદિ સ્વગુણપણે અસ્તીછે ઇહાં સ્યાત શબ્દવડે નાસ્તીધર્મની ગૌણતા અનેકાંતતા સૂચવેછે.

(૨) સ્યાતનાસ્તી કથંચિતપણે ગતી સ્થિતી અવગાહોપકારી વર્ણાદિ અચેતન પરદ્રવ્ય ધર્મ તે ચેતનવિષે નથી તથા પોતાના અનાગત પર્યાય સાંપ્રતિક વર્તવાપણે નથી એ નાસ્તીભાંગો દ્રવ્યને દ્રવ્યપણે રાખવારૂપ છે.

(૩) સ્યાતઅસ્તીનાસ્તી એટલે ઉપલો પેહેલો તથા બીજો એબે ભાંગા દરેકપદાર્થમાં એકજ સમયમાં લાગુ પડેછે એવુ સૂચવવારૂપ ત્રીજોભાંગો જાણવો.

(૪) સ્યાતવ્યક્તવ્ય પદાર્થમાં વચનગોચર ધર્મથી વચનઅગોચર ધર્મ અનંતાછે એ સૂચનરૂપે ચોથોભાંગોછે.

(૫) સ્યાતઅસ્તીઅવ્યકતવ્યં અસ્તીધર્મ અવ્યકતવ્યં રૂપ પંચમોભંગ.

(૬)સ્યાતનાસ્તી અવ્યકતવ્યં નાસ્તીધર્મ અવ્યકતવ્યં રૂપ છઠ્ઠોભંગ.

(૭) સ્યાતઅસ્તીનાસ્તી યુગપત અવ્યકતવ્યં એટલે અવ્યકતવ્યં પણ અસ્તી તથા નાસ્તી એ બેઉને સમકાળે લાગુપડેછે એવું દેખાડવારૂપ સપ્તમોભંગ.

સપ્તભંગી અને નય વચ્ચેનો તફાવત તથા નયની સપ્તભંગી નથાય એવિષે કલમ ૮૩૦માં જોવું.

૯૦૪ (૪૮૭) મોક્ષ સાધન પ્રસંગે પરમાર્થને જાણતોથકો તેવા ઉપયોગે પ્રવર્તે તેને આગમથી ભાવનિક્ષેપો કહીયે. અને જે જીવ પરમાર્થને પરીણમ્યા તેની ભક્તી સાધના પરીણતી તે નોઆગમથી ભાવ નિક્ષેપો કહીયે. જુવો દેવચંદજી કૃત ચોવીસી.

૯૦૫ (૪૮૮) હરવસ્તુના પર્યાયભેદે વસ્તુસ્વરૂપ ઓલખવા સારૂ મૂળ ચારભેદે (નામાદિ)ભેદ વિવક્ષા જણાવીછે તેને નિક્ષેપા કહેછે એમાં ભાવનિક્ષેપો કાર્યરૂપ છતાં નામાદિ ત્રણનિક્ષેપા કારણરૂપ જાણવા. એ નિક્ષેપા ભિન્ન તથા અભિન્ન એમ બે પ્રકારે હોયછે તે આવીરીતે.

(૧) મૂળવસ્તુમાં નામાદિ ૪પ્રકાર સંજ્ઞા યા તેથી વધારે ભેદ કહીયે તે અભિન્ન નિક્ષેપા.

(૨) મૂળવસ્તુના આધારથી તેની પિછાણઅર્થે જુદીવસ્તુમાં જે નિક્ષેપા કલ્પવા તે ભિન્નનિક્ષેપા કહેવાય.

૯૦૬ (૪૯૦) સંયમસ્થાનકના સ્પર્ધકની વર્ગણા તે આત્મસ્વરૂપ રમણકારક હોવાથી તેને અરૂપી કહીયે અને યોગસ્થાનક તથા કર્મ વર્ગણા ઇત્યાદિ પુદગલજન્ય હોવાથી રૂપી કહીયે એની બારીકી જુવો કર્મગ્રંથ તથા દેવચંદજીકૃત ચોવીસી વગેરે.

૯૦૭ (૪૯૧) જુદેજુદા અર્થાભિપ્રાયથી લેશ્યાની હદ નીચેમુજબ

૧ યોગપ્રવૃતી રૂપ લેશ્યા ગણીએતો તેનીહદ ૧૩મા ગુણઠાંણા સુધી હોય.

૨ કષાયોદય અશુધાધ્યવસાય રૂપ લેશ્યા ગણીએતો તેની હદ ૧૧માગુણઠાંણા સુધી હોય.

૯૦૮ (૪૯૨—૩૦૫) મને યાદછેકે પ્રાંયે એનું કારણ શ્રી જૈન વલ્લભસૂરી કૃત સંઘપટામાં એવી મતલબથી જણાવ્યુછેકે (સલાકાપૂરૂષની પદ્વી સંખ્યા૬૩ છતાં આ અવસરપિણીમાં તે પદવીધારક મહાજનોની સંખ્યા૬૦ થઇ એટલે ત્રણ મહાપુરૂષો ઘટયા ઇત્યાદિ તે તે ગ્રંથથી જાણવું.

૯૦૯ (૪૯૩) પરજીવના પ્રાણની દયાનું ફળ સાતાવેદની અને આત્માને જ્ઞાનાદિ ગુણે જોડીયે જોડાવિયે તો ભાવદયા થાય તે મોક્ષ ફળ દાયકછે.

૯૧૦ (૪૯૪) જે ભાવહિંસા છે તે તત્વરૂપ હિંસાછે અને તે હિંસાનું કારણ દ્રવ્યહિંસા છે.

૯૧૧ (૪૯૫) યોગસ્થાનકની એકવર્ગણા લોકાકાશ પ્રદેશથી અસંખ્યાતગુણા વીર્યાણુએ કરી સહીત પ્રદેશના સમુદાયની હોયછે અને સંયમસ્થાનકની એકવર્ગણા સર્વજીવથી અનંતગુણા ચારીત્રના ઉઘાડા અવિભાગ (પર્યાય)ની હોયછે.

૯૧૨ (૪૯૬) ચારીત્ર અનંતપર્યાયી છે એની બારીકી સંયમ શ્રેણી સ્તવનાદિથી જાણવી.

૯૧૩ (૪૯૭) સારાઉદ્દેશે કરી અરિહંતાદિકને વિષે જે રાગ કરવો તે પ્રસસ્તરાગ કહેવાયછે અને સંસારિક હેતુથી ધનકુટંબાદિ વિષે જે રાગ કરવો તે મુખ્યતાએ અપ્રસસ્તરાગ કહેવાય અને પુદગલિક સુખની વાંછાએ ઉત્તમસાધુ તથા ઉત્તમધર્મપર અનુરાગકરવો તે ગૌણતાએ અપ્રસસ્તરાગમાં સમાયછે એમ સમજવુ.

રાગનીહદ પેહેલેગુણઠાણેથી તે દશમાગુણઠાણા સુધી તારતમ્યતાથી ઉદવિક અપેક્ષાએ જાણવી. કારણકે દશમાગુણઠાણે સૂક્ષ્મલોભનો ઉદય કહેવાયછે અને અનુદયરૂપ સત્તાની આપેક્ષાએ રાગનીહદ ૧૧મા ગુણઠાણા સુધી ગણાય તેનું કારણ એજે ૧૧મા ગુણસ્થાન સુધી મોહની કર્મની સત્તાછે. જ્યાં મોહનીકર્મ હોય ત્યાં રાગહોય એ નિયમછે.

૯૧૪ (૪૯૮) ૧ નિરાકારી ચૈતન્યસ્વરૂપ અંતરઆત્માની પિછાંણ નહીછતાં આત્માથી ભિન્ન પુદગલજન્ય શરીરાદિ પરવસ્તુને આત્મબુદ્ધિથી માનવુ એવા લક્ષણવાળાને બાહીરાત્મા કહેછે.

(૨) સ્વ પર ની વહેચણરૂપ સમજ અર્થાત પોતિકા આત્મજ્ઞાનરૂપે નિશ્ચેનયથી નિરાકાર ચૈતન્યલક્ષણ તથા એથી ભિન્ન પુદગલાદિકનુંસ્વરૂપ પિછાણે અને કર્મયોગે કરીને શરીરાદિમધ્યે રહ્યો પણ આત્માભિન્નછે એવો ભેદજ્ઞાનવંત ચોથા સમકિત ગુણઠાંણાથી માંડીને ક્ષીણમોહગુણઠાણાના અંતસુધી અંતરઆત્મા જાણવો.

(૩) જેને પોતિકા આત્માનુ પૂર્ણસ્વરૂપ પ્રગટથયું એવા સર્વજ્ઞ વિતરાગ ભગવાન તેરમા ચઉદમા ગુણઠાણાવાળા સમભીરૂઢનયથી સીધ્ધ સમાન તેમને દ્રવ્યથકી પરમાત્મા કહીયે અને ચઉદમા ગુણઠાંણાના અંતથી એવંભૂત નયેકરી સિધાત્માને ભાવથકી પરમાત્મા કહીયે.

**૯૧૫ (૪૯૯) આગમસૂત્ર તથા કર્મગ્રંથવચ્ચે મતાંતર આનીચેજુવો.**

(૧) સૂત્રાભિપ્રાયે એંદ્રીયાદિક વિકલેંદ્રીમાં ઉપજતા જીવોને સાસ્વદનપણે મતીશ્રુત જ્ઞાન કહયુંછે તે કર્મગ્રંથે નિષેધી અજ્ઞાન કહયુંછે-તેનુંકારણ એજે સાસ્વદનપણ સમ્યકત્વથી પડતાં મિથ્યાત્વ સનમુખ હોયછે ત્યાં સંકલિષ્ટતાથી મલીન સમકિતનેલિધે જ્ઞાનપણ મલીન તેથી અજ્ઞાન કહેવાય.

(૨) પન્નવણા અને ભગવતી પ્રમુખ સૂત્રને વિષે લબ્ધીપ્રત્યયિક વૈક્રિય અને આહારકશરીરને પ્રારંભકાળે ઉદારિકની મુખ્યતા લેઇ ઉદારિકમિશ્રયોગ કહયોછે અને કર્મગ્રંથે લબ્ધીજન્ય શરીરની મુખ્યતા લેઇ વૈક્રિયમિશ્ર તથા આહારકમિશ્ર યોગ કહયોછે.

(૩) સૂત્રાભિપ્રાયથી સાસ્વાદનપણે એકેંદ્રીમાં નઉપજે અને કર્મગ્રંથમતે એકેંદ્રીમાં સાસ્વદનપણ કહયુછે.

(૪) ભગવતી પનવણા તથા જીવાભિગમ સૂત્રાભિપ્રાયથી મિથ્યાત્વાદિ ૩ ગુણઠાણે અવધીદર્શન અનિશ્ચયપણે માન્યુછે અને કર્મગ્રંથે નિષેધ્યુછે.

(૫) સૂત્રમતાનુયાયી ગ્રંથીભેદ કરતાં પ્રથમ ક્ષયોપશમ સમકિત પામે અને કર્મગ્રંથમતાનુયાયી પ્રથમ ઉપશમ સમકિત પામે.

વળી એ સંબંધી વિશેષરીતે જોઈ નિર્ણય કરવા ભલામણુછે.

૯૧૬ (૫૦૦) સાસ્વાદન ગુણઠાણે સૂત્રાભિપ્રાયે મતીશ્રુતજ્ઞાન કહયુંછે અને કર્મગ્રંથાભિપ્રાયથી મતીશ્રુત અજ્ઞાન કહયુંછે તેનુકારણ ઉપલી કલમ૯૧૫થી જાણવું. આ પ્રશ્ન કલમ૫૦૦)માં હસ્તદોષથી ઉલટતા આવીછે તેની શુધતા આ જવાબથી સમજવી.

૯૧૭ (૫૦૧) એનુંકારણ ઉપલી કલમ૯૧૫થી જાણવું.

૯૧૮ (૫૦૨) એનુકારણ કર્મગ્રંથમાં જણાવ્યુનથી માટે તત્વ કેવળીગમ્ય.

૯૧૯ (૫૦૩) અસંખ્યાતી વર્ગણાએ સ્પર્ધક હોયછે તે વર્ગણા યોગસ્થાનકની તથા સંયમસ્થાનકની જાણવી.

૯૨૦ (૫૦૪) એની બારીકી કર્મગ્રંથમાં જુવોકે જઘન્ય કર્મવર્ગણાને વિષે પણ સર્વજીવથી અનંતગુણા પરમાણુ હોય તે એકેકા પર

માણુને વિષે પણ જઘન્યપદે સર્વજીવથી અનંતગુણા રસાવિભાગ પલીછેદ હોય એમ કહેછે તેથી દ્રવ્યકર્મ પરમાણુ કરતાં રસાવિભાગ અનંત ગુણા થાય.

૯૨૧ (૫૦૫) સમસ્તજીવ કરતાં એકજીવના રસાવિભાગ પલીછેદ અનંતાનંતગુણા જાણવા.

૯૨૨ (૫૦૭) યથાપ્રવૃતી કરણ એનુ બીજુનામ અધોકરણ કહે છે તે પહેલે ગુણઠાણે તથા ચોથેથી માંડીને સાતમા ગુણઠાણા સુધી હોઇશકે.

૧ પેહેલે ગુણઠાણે જે યથાપ્રવૃતી કરણ હોય તે સમકિતપામવા ને પ્રસંગે જાણવું.

૨ ચોથેગુણઠાણેથી તે ૭માગુણઠાણા સુધી યથાપ્રવૃતીકરણ અનેક પ્રસંગે હોયછે તેની વીગત

૧—૨ વેદક યાને ક્ષયોપશમસમકિત યા ક્ષાયકસમકિત પામવાને પ્રસંગે દર્શણમોહનીની પ્રકૃતીનો ક્ષય યા ઉપશમ કરવા માટે

૩—૪ અનંતાનુબંધી ચોકડી ક્ષપાવવા યા ઉપશમાવવા

૫—૬ ચારીત્રમોહનીની ૨૧ પ્રકૃતી ક્ષપાવવા યા ઉપશ માવવા અર્થે.

ઉપલા ૬ પ્રકારમધ્યેના ગમેતે કારણે જે ત્રણકરણ કરવાં પડે તેમાં આદ્યનુ યથાપ્રવૃતી કરણ છે.

૭—૮ અનેવળી દેશવિરતી અથવા સર્વવિરતીની પ્રાપ્તી ના વખતે અનિવૃતી વિના ફકત બે કરણ કરે તેમાંપણ આદ્યનુ યથાપ્રવૃતી કરણ હોય.

૯૨૩ (૫૦૮) ૧ કેવળી સમુદઘાત આઠસમયનો હોયછે તે સચિત મહાસ્કંધ જાણવો.

(૩) અચિત મહાસ્કંધ વિષે કર્મગ્રંથમાં લખેછેકે પર્વત કુટાદિક જે વિશ્રસા પરિણામે આશ્રિત અનંત પ્રદેશાત્મક પુદગલસ્કંધ તે સ્વ ભાવિકપણે દંડ કપાટ મંથ અંતરપૂર્ણાદિ કરતો કેવળીસમુદઘાતની પેરે આઠસમયનો અજીવ સમુદઘાત હોય તિહાં ચોથેસમયે સર્વલોક પ્રમાણ સ્કંધ હોય તે અચિત મહાસ્કંધ એની વધારે સમજ વિશેષ શાસ્ત્રદ્વારા તથા બહુશ્રુત જ્ઞાનીથી લેવી.

૯૨૪ (૫૦૯) જે સૂક્ષ્મ દ્રવ્યપુદગલ અર્થાત જેને પાંચ વર્ણ બે ગંધ પાંચ રશ અને અંતના ૪સ્પર્શ. (૧શીત ૨ઉષ્ણ ૩રૂક્ષ ૪સ્નિગ્ધ) મળીને ૧૬ગુણ હોય તેને અગુરૂલઘુ સંજ્ઞા છે કારણકે તેને (ગુરૂલઘુ સ્પર્શ નથી.

આઠે સ્પર્શે કરી ૨૦ગુણ યુકત પુદગલને ગુરૂલઘુ સંજ્ઞાછે કેમકે તેનેવિષે ગુરૂલઘુ સ્પર્શછે એ ધોરણથી મુખ્યપણે ભાષા શ્વાસોશ્વાશ મન અને કાર્મણદલ એ ચારવર્ગણાનાં પુદગલ ૧૬ગુણ યુક્ત ગણીને .તેને અગુરૂલઘુ દ્રવ્ય કહેછે મતાંતરે એ ચારે વર્ગણા સ્કંધમાં • મૃદુ તથા લઘુ સ્પર્શ અવશ્ય હોય અને રૂક્ષ તથા સ્નિગ્ધ માંહેલો એક સ્પર્શ અને શીત તથા ઉષ્ણ એ બે માંહેલો એક સ્પર્શ મળીને ૪સ્પર્શ હોય પણ સૂક્ષ્મદ્રવ્ય ભણી ગુરૂ તથા કર્કશ એ બે સ્પર્શ નહોય એમ કહેછે.

અને ઉદારિક વૈક્રિય આહારક એ ત્રણ શરીર (નોકર્મ પુદગલ દ્રવ્ય) ૨૦ ગુણવંત હોવાથી તેને ગુરૂલઘુ કહેછે.

તૈજશદલને વિષે બે મત છે તે એજે કર્મગ્રંથમતથી તૈજશને ૧૬ ગુણ યુકત માનીને અગુરૂલઘુમાં ગણેછે અને સૂત્રાભિપ્રાયે તૈજશને વિષે ૨૦ગુણમાનીને ગુરૂલઘુ કહેછે.

૯૨૫ (૫૧૦) એમાં મુખ્ય ફેરફાર એછેકે રસસ્થાનકના સ્પર્ધકની વર્ગણામાં સર્વજીવથી અનંતગુણા રસાણુ (પર્યાય) હોયછે અને યોગ સ્થાનકના સ્પર્ધકની વર્ગણામાં લોકાકાસથી અસંખ્યાતગુણાપર્યાય હોય છે (જુવો પાંચમા કર્મગ્રંથે.)

૯૨૬ (૫૧૧) કર્મગ્રંથાભિપ્રાયે કરી એનો ભેદ એછેકે જેમાં મધુરાદિ પાંચરસ જિવ્હાઇન્દ્રીથી સમજાયછે એવા પુદગલિક રસને દ્રવ્યરસ કહેછે અને જીવને કષાયિક અધ્યવસાય જનીત આનંદવિષાદ હેતુ સુભાસુભકર્મનો વિપાક ઇષ્ટ અનીષ્ટપણે કરી મિષ્ટ અને કટુક રસ માફક ઉપચાર વ્યવહારે કરી માનીયે તે ભાવરસ જાણવા.

૯૨૭ (૫૧૩) સમકિત ઉપ્રાંત દેશવિરતી અને સર્વવિરતી પણપામતો જીવ યથાપ્રવૃતી તથા અપૂર્વકરણ એબે કરણ કરે જુવો કર્મગ્રંથે.

૯૨૮ (૫૧૪) ફરીથી સાસ્વાદને આવતાં જઘન્યઅંતરકાળ અંતર મુહુર્ત કહેછે જુવો કર્મગ્રંથે.

૯૨૯ (૫૧૫) સમકિત પામ્યાપછી અર્ધપુદગલ પરાવર્તન જેટલો જે ઉત્કૃષ્ટકાળ કહયો તે ઉપશમશ્રેણી વાલાને પણ લાગુપડીશકેછે કેમ કે તેને મિથ્યાત્વમોહની સત્તામાં હોયતો તેનો ઉદય થયેથી પરંપરા અનંતકાળ વહીજાય. અને જેણે અનંતાનુબંધીની ચોકડી ક્ષયકરી હોય તેને પણ પાછલથી મિથ્યાત્વના ઉદયવડે ફરી અનંતાનુબંધીનો બંધ થતાં પૂર્વોક્તનિયમ લાગુપડેછે.

૯૩૦ (૫૧૬) શીર્ષપ્રહેલિકાની સંખ્યા લખવામાં ૧૯૪ આંક આવેછે તે એજે (૭૫૮૨૬૩૨૫૩૦૭૩૧૦૨૪૧૧૫૭૯૭૩૫૬૯૯૭૫૬ ૯૬૪૦૬૨૧૮૯૬૬૮૪૮૦૮૦૧૮૩૨૯૬૨) એ ચોપન આંક આગલ એકસોનેચાલીસ સુન્ય માડીયે તેવારે એકશોને ચોરાણુ આંક થાય તેની ગણતીનો પ્રકાર પાચમા કર્મગ્રંથે ગાથા ૮૪ ની ટીકાથી જાણવો તે તથા ચોથા કર્મગ્રંથમાં જે ઉત્કૃષ્ટ સંખ્યાતાની રચના કહીછે તે એ બેઉ વચ્ચે મ્હોટો અંતરછે તે સર્વે કર્મગ્રંથોથી જાણવુ યહાં ગ્રંથવિસ્તારના ભયથી લખ્યુ નથી.

૯૩૧ (૫૧૭) પુદગલપરાવર્તનનો કાળ અનુક્રમે એકબીજાથી અનંતગુણો થાયછે તે એમકે દ્રવ્યપુદગલ પરાવર્તન કરતાં ક્ષેત્રપરાવર્તનનો અનંતગુણો અને ક્ષેત્રપરાવર્તન કરતાં કાળપરાવર્તનનો અનંતગુણો કાળપરાવર્તનથકી ભાવપરાવર્તનનો અનંતગુણો અધીક જાણવો.

૯૩૨ (૫૧૮) સ્થિતીબંધ અને અનુભાગબંધનુ અસાધારણ કારણ કષાયછે એમ કર્મગ્રંથમાં લખ્યુછે અનુભાગ(રસ)બંધ કષાયને તારતમ્યપણે હોય તે આવી રીતે.

૧ સુભપ્રકૃતીનો રસ કષાયનીમંદતાએ ઉત્કૃષ્ટ હોય અને કષાયની તીવ્રતાએ જઘન્ય હોય.

૨ અસુભપ્રકૃતીનો રસ કષાયની તીવ્રતાએ ઉત્કૃષ્ટ હોય અને કષાયની મંદતાએ જઘન્ય હોય.

સ્થિતીબંધ પ્રકારમાં જુદાપણુ એછેજે

નર અમર તીર્યંચ એ ત્રણઆયુકર્મની પ્રકૃતીસીવાય બાકી તમામ ૧૧૭ કર્મપ્રકૃતીની ઉત્કૃષ્ટસ્થિતી કષાયજનિત સંક્લેષ પરીણામે બંધાયછે તથા મંદ કષાયે કમી બંધાયછે

એ ત્રણ આયુની સ્થિતી કષાયની મંદતા (વિશુધ પરીણામે) અધીક બંધાય અને સંકલિષ્ટ પરીણામે (કષાયની તીવ્રતાએ) કમીબંધાય.

રસબંધ કરતાં સ્થિતીબંધમાં ઉપરમુજબ ફેરફાર હોવાનુ યથાર્થ કારણ બહુશાસ્ત્રદ્વારા યા બહુશાસ્ત્રજ્ઞથી મેલવવાની ભલામણછે.

૯૩૩ (૫૧૯) જૈનશાસ્ત્રમાં લોકની આકૃતીના બેપ્રકાર બતાવ્યાછે તે આવી રીતે.

૧ જેમ એક મ્હોટુ સરાવલુ અધોમુખ રાખીએ તેની ઉપર ન્હાંનાં બે સરાવલાંનો સંપુટ કરીયે એવો આકાર નોકનાલબત્રીસી તથા કર્મગ્રંથે કહયોછે.

૨ બીજો પ્રકાર જેમ વિલોવવાના સમયેનરની જેવી આકૃતી હોય તેમ એવો આકાર બાળજીવને પ્રકારાંતરે સમજાવવાનો દિસેછે.

૯૩૪ (૫૨૧) આઠમે ગુણઠાણેથી જે ઉપશમશ્રેણીમંડાયછે તે શ્રેણીમાડનાર જો બદ્ધાયુ હોયતો પ્રાયે બદ્ધ સૂરાયુ (જેણે આવતાભવનુ દેવાયુ બાંધ્યુ હોયતે) હોય કેમકે જો તે શ્રેણીમાં ભવક્ષયે કાળ કરેતો અહમિંદ્ર દેવ થાય જુવો કર્મગ્રંથે.

૯૩૫ (૫૨૨) ઉપશમશ્રેણી વિષેમતાંતરે કરી બેભેદ પડેછે તે આવી રીતે.

૧ મુખ્યતાએ આઠમા ગુણઠાણેથી જે ઉપશમશ્રેણી મંડાયછે તે શ્રેણીમાં જે મરણ પાંમે તે પૂર્વેબદ્ધાયુ જાણવા કારણકે આયુબંધની સમાપ્તી સાતમા ગુણઠાણે થાયછે.

૨ ગૌણતાએ ચોથા ગુણઠાંણાથી સાતમા ગુણઠાંણા સુધીના જીવો ઉપશમશ્રેણીના પ્રારંભક હોય તેમાં ચોથા, પાચમા છઠા ગુણઠાણાવાલા પૂર્વેબદ્ધાયુ તથા અબદ્ધાયું એ બેઉ હોઇશકે.

૯૩૬ (૫૨૩) વિશુધ ધર્મધ્યાને છતાં ક્ષપકશ્રેણીપ્રારંભે તે જીવ જે પૂર્વધર નહોયતે ચોથાથી ૭મા ગુણઠાણા સુધીના વજ્રૠષભનારાચ સંઘયણવાલા જાણવા અને જો ક્ષપકશ્રેણી પ્રારંભક પૂર્વધર હોયતો તે શુકલધ્યાનોપયોગે હોય જુવો કર્મગ્રંથે.

૯૩૭ (૫૨૪) ક્ષપકશ્રેણીનો પારંભ શુકલલેશ્યામાં હોય ઉપશમ શ્રેણીપ્રસંગે પ્રથમ અનંતાનુબંધી ઉપશમાવતાં જધન્ય પરિણામે તેજો મધ્યમ પરિણામે પદમ અને ઉત્કૃષ્ટપરિણામે શુકલલેશ્યા એ વર્તતો

જ્ઞાનોપયોગે યુક્ત હોય. તે જે અવિરતાદિ ચાર ગુણઠાણાવાલા ઉપશમ શ્રેણી પ્રારંભે તેમને લાગુપડેછે અને આઠમે ગુણઠાણેથી શ્રેણીપ્રારંભે તેને તો શુકલલેશ્યાજ હોય.

૯૩૮ (૫૨૫) ચારીત્રમોહનીની ક્ષપણાના પ્રારંભમાં સંભવ સત્તા પેક્ષાએ નરકાયુ તીર્યંચાયુ અને દેવાયુ ખપાવ્યાબાદ નવમા ગુણઠાણાના નવભાગ માહેલા બીજે ભાગે અપ્રત્યાખ્યાનીય ૪ તથા પ્રત્યાખ્યાનીય ૪ એ આઠકષાય ખપાવીને પછી ત્રીજે ભાગે એકેંદ્રીથી તે ચૌરેંદ્રી સુધી ૪જાતી અને થીણધોત્રીક ઇત્યાદિ ૧૬પ્રકૃતી ખપાવે અને કોઇક આ ચાર્ય કહેછેકે બીજે ભાગે ઉપલી ૧૬પ્રકૃતી ખપાવીને ત્રીજે ભાગે કષાય ની આઠપ્રકૃતી ખપાવે એ મતાંતર જાણવો.

૯૩૯ (૫૨૬) અસંખ્યાતાં કાળચક્રના સમય તુલ્ય યાને ક્ષેત્રથકી પ્રતરને અસંખ્યાતમે ભાગે અસંખ્યાતી શ્રેણીના જેટલાં પ્રદેશ થાય તેટલા નારકી કહયાછે જુવો કર્મગ્રંથે તથા પન્નવણાજી સૂત્રની ટીકા.

૯૪૦ (૫૨૮) ચોથા કર્મગ્રંથે અનંતાના જે ૯ભેદ કહેલાછે તેના થી વ્યતીરિકત આઠભેદ કહેછે તે નીચે મુજબ.

| ભેદનુ નામ | તે ભેદને લગતા બોલ |
|---|---|
| ૧ જઘન્યનુ જઘન્ય અનંતુ | અભવ્ય જીવ |
| ૨ જઘન્યનુ મધ્યમ | સમકિતવમેલા |
| ૩ જઘન્યનુ ઉત્કૃષ્ટ | સીધના જીવ |
| ૪ મધ્યમનુ જઘન્ય | ભવ્યજીવ |
| ૫ મધ્યમનુ મધ્યમ | પુદગલાસ્તીકાય |
| ૬ મધ્યમનુ ઉત્કૃષ્ટ | કાળના સમય |
| ૭ ઉત્કૃષ્ટનુ જઘન્ય | આકાશપ્રદેશ |
| ૮ ઉત્કૃષ્ટનુ મધ્યમ | કેવળીપર્યાય |

આ જુદા ભેદો પાડવાનો પ્રાયે ગુહ્ય હેતુ.

અનંતામાં ગણાતી સ્થુલબાબતોનુ અલ્પબહુત્વપણુ પ્રકારાંતરે કરી ટુંકમાં બાળજીવોને સમજાવવાનો હોય એમ દિસેછે.

૯૪૧ (૫૨૯) એનુ કમીજાસ્તી પણુ કર્મગ્રંથને અનુસરીને આ નીચે જણાવ્યુછે.

૧ યોગસ્થાનક અસંખ્યાતાં (લોકાકાશશ્રેણીને અસંખ્યાતમે ભાગે જેટલા આકાશપ્રદેશછે તેટલાં.

૨ યોગસ્થાનક થકી મૂળ તથા ઉત્તર કર્મપ્રકૃતીના ભેદ અસંખ્યાત ગુણા હોય કારણકે ક્ષેત્રના તારતમ્યે તથા ક્ષયોપશમની બારીકતાએ બંધની વિચિત્રતા તથા ઉદયનુ તારતમ્ય વિચિત્રપણુ અસંખ્યભેદે હોય.

૩ પ્રકૃતીભેદ થકી વલી સ્થિતીબંધના ભેદ અસંખ્યાતગુણા જાણવા કારણકે જઘન્યસ્થિતી સ્થાનક થકી સમયાધીક ગણે જતાં ઉત્કૃષ્ટ સ્થિતી સ્થાનક પરીઅંત એકેકી પ્રકૃતી અસંખ્યાત ભેદે બંધાય.

૪ સ્થિતીબંધના ભેદ થકી વળી તે સ્થિતીબંધના કારણભુત કષાયજનિત જીવપરીણામ રૂપ અધ્યવસાય સ્થાનક કે જેને સ્થિતીબંધનાં અધ્યવસાય સ્થાનક કહેછે તે અસંખ્યાતગુણાં જાણવાં.

૫ સ્થિતીબંધનાં અધ્યવસાય સ્થાનક થકી રસબંધનાં અધ્યવસાય સ્થાનક અસંખ્યાતગુણાં.

૬ રસબંધાધ્યવસાય સ્થાનક (રસબંધહેતુ અધ્યવસાય) થકી કર્મપ્રદેશદલ અનંતગુણા.

૭ કર્મદલથકી કર્મદલના રસાણુ (રસનાપર્યાય) અનંતગુણા જાણવા કેમકે એકેક કર્માણુને વિષે પણ સર્વ જીવથી અનંતગુણા રસાણુ જઘન્યપદે હોય.

૫૪૨ (૫૩૩) જ્ઞાનને સાકાર કહેવાનો હેતુ એજે સામાન્ય વિશેષાત્મક વસ્તુને વિષે જાતી ગુણ ક્રિયા વિશિષ્ટ વસ્તુનુ જાણવું તે સાકારોપયોગરૂપ કહેવાય.

દર્શનને અનાકાર કહેવાનો હેતુ એજે જાતી ગુણ ક્રિયાદિક વિશેષણ રહિત (વસ્તુ આકારવિના કાંઈક) એવુ દેખાયે તેથી અનાકારોપયોગ કહીયે.

૫૪૩ (૫૩૬) ઈન્દ્રીઓ સાથે અન્ય સાકારી વસ્તુનું મળવુ થાય તે માત્ર સ્પર્શરૂપ અતી અવ્યક્તબોધનુ નામ વ્યંજનાવગ્રહ કહેછે.

મન તથા ચક્ષુને વ્યંજનાવગ્રહ નિષેધ્યોછે તેનું કારણ એજે મન અને ચક્ષુની સાથે બીજા સાકારી પદાર્થનો સ્પર્શ થયાવિના તે પદાર્થને પ્રકાશી શકેછે એટલે મન તથા ચક્ષુનો વિષય અપ્રાપ્તકારી જાણવો.

૫૪૪ (૫૩૯) એનો જવાબ કલમ ૮૮માં જુવો.

૫૪૫ (૫૪૦) એનો જવાબ કલમ ૮૯૩માં જુવો.

૯૪૬ (૫૪૨) શુકલધ્યાનનો પેહેલોપાયો આઠમાથી દશમાગુણઠાણા સુધી ગણીએ એમાં શુકલલેશ્યા બે પ્રકારની હોય તેમાં એક મંદકષાય પ્રવૃતીરૂપ શુકલલેશ્યા અને બીજી યોગપ્રવૃતીરૂપ શુકલલેશ્યા.

૨ મતાંતરે શુકલધ્યાનના પેહેલાપાયાનો પ્રારંભ સાતમા ગુણઠાણે ગણીએતો ત્યાં ત્રણલેશ્યા બે પ્રકારની સંભવે તેની વીગત.

(ક) મંદકષાય પ્રવૃતી રૂપ તેજો પદમ શુકલ એ ત્રણલેશ્યા

(ખ) યોગપ્રવૃતીરૂપ એજ ત્રણ લેશ્યા.

૩ શુકલધ્યાનના બીજેપાયે બારમા ગુણઠાણાના અંતસુધી જે શુકલલેશ્યા હોય તે માત્ર યોગપ્રવૃતીરૂપ જાણવી કેમકે ત્યાં કષાયનો અભાવછે માટે

૪ શુકલધ્યાનનો ત્રીજો તથા ચોથો પાયો યોગનિરોધ રૂપ ચઉદમા ગુણઠાંણે હોયછે ત્યાં યોગપ્રવૃતીના અભાંવથી લેશ્યાનો પણ અભાવછે.

૫ શુકલધ્યાનનો બીજો અને ત્રીજો એ બે પાયાની વચમાં તેરમુ ગુણઠાણુ સયોગી કેવળીનુ ધ્યાંનાંતરિકા હોયછે તેમાં યોગપ્રવૃતીરૂપ શુકલલેશ્યા ગણીછે.

૯૪૭ (૫૪૩) ઉત્તરકુરૂ યુગલિઆના આઠ વાલાગ્રે મહાહિમવંત યુગલિઆનો એક વાલાગ્ર થાય તેવા આઠ વાલાગ્રે હિમવંત યુગલિઆનો એક વાલાગ્ર થાય તેવા આઠ વાલાગ્રે મહાવિદેહ નરનો એક વાલાગ્ર થાય અને એવા આઠ વાલાગ્રે ભરત નરનો એક વાલાગ્ર થાય અધીક માહિતી જુવો કર્મગ્રંથે.

૯૪૮ (૫૪૪) પલ્યોપમનુ માન ગણવાને પ્રસંગે યુગલિઆનો વાલાગ્ર ગણાયછે તે તીર્યંચનો અર્થાત એક દીવસથી માંડીને ૭દીવસ સુધીની વયના ઘેટાનો જાણવો અને કુવાનું (પલ્યનુ) માન ઉછેદઆંગુલે ગણવું એમ શાસ્ત્રાભિપ્રાયછે જુવો કર્મગ્રંથ તથા ક્ષેત્રસમાસ.

૯૪૯ (૫૪૫) ધર્મધ્યાનનો પેહેલોપાયો આજ્ઞાવિચય નામે જેછે તે કરણના દ્રઢવ્યાથાર યાને યોગના નિશ્ચલ પરીણામ રૂપ છે અને તે સમકિતને પુષ્ટીકારક છે હવે સમકિત સદહણા જેછે તે મનની વિશુધતા પૂર્વક તત્વશ્રધાન રૂપ છે એ ભેદ જાણવો.

૯૫૦ (૫૪૬) એકેંદ્રી બેંદ્રી તેંદ્રી ચૌરેંદ્રી પંચેંદ્રી ઈત્યાદિ જીવના અનેકભેદ શરીરનુ અવલંબન લેઇને કહયાછે તે સર્વે ઔપાધિક

જાણવા કેમકે જીવ લક્ષણુ શુધ નિશ્ચયનયથી અરૂપી છતાં રૂપી પદાર્થ પુદગલાકૃતી ને સંબંધે કરીને તે ભેદો પડયાછે.
સ્વભાવિક ભેદતો એકજ ચેતના લક્ષણુ છે જુવો નવતત્વગ્રંથ.

૯૫૧ (૫૪૭) તે સર્વે સમય અસંખ્યાતાના ૯ભેદ મધ્યેના પાંચ માભેદમાં સમાયછે.

૯૫૨ (૫૪૮) ઇચ્છાનિરોધ એ ભાવતપનું લક્ષણછે અને ક્રિયા નિરોધ એ વ્યવહાર ચારીત્રનું લક્ષણછે.

૯૫૩ (૫૪૯) પ્રાણવડે કરીને જીવનુ જીવત્વપણુછે અને પ્રાણ ધારણ કરવેકરીને જીવને પ્રાણી સંજ્ઞા કહેવાયછે દ્રવ્ય અને ભાવ એબે પ્રકારના પ્રાણ કહેછે તેમાં દ્રવ્યપ્રાણ જેછે તે ભવોપગ્રાહી આત્મસંબંધછે તેના મૂળભેદ૪ યાને ઇન્દ્રી બળ શ્વાસોશ્વાસ અને આયુ એના ઉત્તરભેદ પંચેદ્રીઆશ્રયીને ૧૦થાયછે એ દ્રવ્યપ્રાણના વિયોગથી જીવને મૃત્યુસંજ્ઞા કહેવાયછે અને ભાવપ્રાણ ઉપયોગ યાને ચેતના લક્ષણ રૂપેછે

હવે પર્યાપ્તી તે પરીણમન નિવર્તન લક્ષણ યાને પુદગલના ઉપચય થી થયોજે પુદગલ પરીણમન હેતુ શક્તી વિષેષ તેને પર્યાપ્તી કહેછે તેના કુલ ૬ભેદછે. ૧આહાર ૨શરીર ૩ઇન્દ્રી ૪શ્વાસોશ્વાસ ૫ભાષા અને ૬મન ઇત્યાદિ તફાવત પ્રાણ અને પર્યાપ્તી વિષે જાણવો.

૯૫૪ (૫૫૦) અપેક્ષાકારણમાં એ બેઉ સમાયછે.

૯૫૫ (૫૫૧) ૧રસ ૨રૂધીર ૩માંસ ૪મેદ ૫અસ્તી ૬મજ્જા ૭વીર્ય એ સપ્તધાતુનાં નામછે આહારનુ એ સપ્તધાતુપણે પરીણમન થવું એજ આપણા શરીરની શક્તીનો આધાર છે તેથી આહારને શરીરનુ નોકર્મ માનો એ સપ્તધાતુના દરેકના જુદેજુદા ગુણ શારીર અને વૈધક શાસ્ત્ર વગેરેથી જાણવા.

૯૫૬ (૫૫૨) જે કર્મના ઉદયથી આરંભેલી સ્વયોગ્ય પર્યાપ્તી સર્વે પૂર્ણ કરીનથી પણ કરશે તે લબ્ધીપર્યાપ્તા કહેવાયછે તેનેજ કરણ અપર્યાપ્તા કહીયે.

અને એવીજરીતના જે કરણઅપર્યાપ્તા હોય તેનેજ લબ્ધીપર્યાપ્તા કહેવાય પણ બીજીરીતના કરણ અપર્યાપ્તાને લબ્ધીપર્યાપ્તા કહેવાય નહી કેમકે જે સ્વયોગ્ય પર્યાપ્તી પૂરી કરયાવિના મરવાનો હોય તેને લબ્ધી અપર્યાપ્તા કહેછે.

૯૫૭ (૫૩૩) સર્વજીવને હિતકારી કહેવાય એવી જે પ્રકતી તે તીર્થંકરનામકર્મની જાણવી જેકે નામકર્મ મધ્યેની છે.

૯૫૮ (૫૫૪) ઉત્સર્ગનયથી ત્રણગુપ્તીને સંવર કહીયે અને અપવાદનયથી પાંચસુમતીને સંવર કહીયે.

૯૫૯ (૫૫૫) ૧ સમકિતનું બીજ એજે સર્વજ્ઞ વિતરાગનુ સ્વરૂપ સમજીને તેમના વચનપર રૂચીથવી કેમજે એ ભાવસમકિતનું કારણછે

૨ ધર્મનુ બીજ એજે સત્યાર્થનુ ગ્રહણ અને અસત્યાર્થનો ત્યાગ કરવો. રેલગાડીને જેમ ઈજીનનો આધાર મુખ્યછે તેમ ધર્મને સત્યનો મુખ્યઆધારછે. સત્યવિના જે ધર્મ કહેવાય તે અધર્મરૂપ જાણવા.

૩ મોક્ષનુ બીજ ક્ષાયકસમકિત જાણવુ પ્રકારાંતરે સમભાવગ્રહણ કરવો. ઉપલા જુદેજુદા લક્ષણવડે એકબીજાનો તફાવત જાણીલેવો.

૯૬૦ (૫૫૬) મુખ્યતા ગૌણતા ને અનુસરીને મોહનીના બેભેદ (દર્શનમોહની અને ચારીત્રમોહની) પાડેલાછે હવે શિલંગાચાર્યે અનંતાનુબંધીની ચોકડી તથા મિથ્યાત્વમોહની મિશ્રમોહની અને સમકિતમોહની એરીતે ૭પ્રકતી દર્શનમોહનીમાં ગણીછે જુવો આચારાંગની ટીકા.

૯૬૧ (૫૫૮) પ્રાણેકરીને જીવે તેને જીવકહીયે અને જે પ્રાંણ ધારણ કરે તેને પ્રાણી કહીયે—પ્રાંણી અને જીવ એ બેઉનો ભાવાર્થ જૈનશાસ્ત્રાભિપ્રાયથી એકસરખો છતાં સર્વે જીવોને લાગુપડેછે બ્રિટીશ ફોજદારી કાયદામાં (મરાઠી ભાષાંતરમાં) જીવશબ્દ વડે માણસ અને પ્રાણીશબ્દવડે મનુષ્ય છોડીદેઇને બીજા જીવજંતુ સમજવા એમ અર્થ કરેલછે તેનું કારણ તે કાયદાની પદ્ધતીને અવલંબીને અર્થયોજવાની આવસ્યકતા માટે તે ઠેકાણે તે અર્થ મુકવાનો દરકાર હતો એમજાણવું.

૯૬૨ (૫૫૯) પંચસંગ્રહનેમતે અનંતાનુબંધીની ચોકડી ક્ષય કરયાવિના આઠમુ નવમુ દશમુ અને અગીઆરમુ એ ચાર ગુણઠાંણાં સ્પર્શે નહી તે હેતુથી અનંતાનુબંધી વિના બાકીની ૨૪પ્રકતી મોહની કર્મની ઉપશમશ્રેણી મધ્યે સત્તામાં હોય અને બીજા મતાંતરે ઉપશમ સમકિતે જે ઉપશમશ્રેણી પ્રારંભે તેને મોહનીની ૨૮પ્રકતીસત્તામાં ગણીછે.

ક્ષાયકસમકિતે જે ઉપશમશ્રેણી કરે તેને મોહનીની ૨૧પ્રકતી સત્તામાં હોય.

૯૬૩ (૫૬૦) અચરમશરીરી મનુષ્ય ક્ષપકશ્રેણી માંડીશકેછે તેનો પ્રારંભ ચોથે ગુણઠાણેથી થતાં ૭મા ગુણઠાણા સુધી તે જઈશકે તે પછી આઠમા ગુણઠાણેથી ઉપશમશ્રેણી માંડવાનો નિષેધ નહી.

૯૬૪ (૫૬૧) મોહનીકર્મની ૨૮પ્રકૃતી મધ્યે એક જીવ એકસમયમાં ઉત્કૃષ્ટપણે ૨૨પ્રકૃતીનો બંધ મિથ્યાત્વ ગુણઠાણે કરીશકે તેનું કારણ એજે એ ૨૮માંથી સમકિતમોહની અને મિશ્રમોહની એબે પ્રકૃતી બંધના અભાવથી કમીકરતાં બાકી ૨૬ રહી તેમાંથી ૪ બંધવિરોધીને લિધે કમીથાય તે એવી રીતે કે ત્રણવેદમાંથી એકજીવ એકસમયમાં એકજ વેદ બાંધે તેથી (૨)ઘટી અને હાસ્ય તથા રતી અને શોક તથા અરતી એબે યુગલ મધ્યે એકજીવ એકીવખતે એકજયુગલ બાંધી શકે તેથી બાકીના એકયુગલની (૨)ઘટી એરીતે જતાં બંધયોગ્ય ૨૨ રહી.

હવે કષાયના બંધ તથા ઉદયમાં તફાવત એછેજે ક્રોધ માન માયા લોભ એ૪મધ્યે એકસમયે એકજીવને ફક્ત એકનોઉદય હોય અને બંધ એકીસમયે ચારેનો હોય જુવો કર્મગ્રંથે.

૯૬૫ (૫૬૨) એનો જવાબ કલમ ૮૭૩થી જાણવો.

૯૬૬ (૫૬૩) પાણી ગાલીને પીવુ એમ કહેવુ તે કાંઈભાગે આશ્રવને લગતુ થાય અને ગાલ્યાવિના નપીવુ એમ કહેવુ તે નિરવદ્ય રૂપ હોય એ તફાવત જાણવો અને બીજી બાબતનો ખુલાશો કલમ ૮૭૪થી જાણવો.

૯૬૭ (૫૬૪) કલમ ૮૦૩માં ૧૬ભેદ પાડેલાછે તે જુવો.

૯૬૮ (૫૬૫) સપ્તવ્યસનનું દ્રવ્ય અને ભાવથી સ્વરૂપ તથા તેના નિયમ સંબંધી અતીચારનુ બ્યાન કલમ ૮૦૨ માં જુવો.

હવે એ વ્યસનો પાપસ્થાનના ૧૮ભેદમાહેના કયા ભેદમાં લાગુ પડે તે આ નીચે જુવો

| વ્યસનનુ નામ | વ્યસનને લગતુ પાપસ્થાન |
|---|---|
| સિકાર | પ્રાણાતીપાત |
| માંસ | પ્રાયેપ્રાણાતીપાત તથા રાગમાં ભળે |
| મદીરા | રાગ દ્વેષમાં ભળે |
| વેશ્યાગમન | મૈથુન |
| પરસ્ત્રી | ,, |
| ચોરી | અદત્તાદાન |
| જુગાર | લોભ. |

૯૬૯ (૫૬૬) એનો ખુલાસો કલમ ૭૫૩માં જણાવ્યોછે.

૯૭૦ (૫૬૮) મનુષ્યગર્ભની સ્થિતીકાળ વિષે જુદેજુદા અભિપ્રાય નીચે પ્રમાણે

૧ જૈનશાસ્ત્ર યાને તંદુલવિઆલી પયન્નામાં ગર્ભસ્થિતી ૨૭૭ા અહોરાત્રીની બતાવીછે તે સામાન્યપણે જાણવી.

૨ ન્યાયવૈદ્યક શાસ્ત્રમાં અનેક અનુંમાન બતાવેલાંછે એમાં ૨૭ ઉદાહરણ ઉપરથી નીચેમુજબ પ્રમાણ બાંધ્યાંછે.

(૧)મધ્યમ પ્રમાણ ૨૮૪દીવસ (૨)અતીક્રમી પ્રમાણ ૨૬૦દીવસ

(૩)અતીતર પ્રમાણ ૩૦૮દીવસ

એ સઘલુ ગ્રહણ કરીને એથી વ્યતીરિક્ત સામાન્ય અનુમાનથી ગર્ભનો કાળમાન ૨૮૦દીવસનો ઠરાવ્યોછે અને બ્રિટીશઇન્ડિયાના કાયદામાં (પુરાવાના આક્ટની કલમ૧૧૨માં ૨૮૦ દીવસનો મત સ્વીકારયોછે.

૯૭૧ (૫૬૯) ખેતીનો ધંધો કરતાહતા એમ ઈતીહાસમાં લખેછે

૯૭૨ (૫૭૦) પેહેલુ બીજુ ચોથુ અને તેરમુ એ ચાર ગુણઠાંણાં માં આહારિક અને અણાહારિક એ બે ભેદો લાગુપડેછે તે અપેક્ષાએ તેટલાં ગુણઠાણા મિશ્રીતમાનો અને ચઉદમુ ગુણઠાણુ ખાસ અણાહારિક છે એ સિવાયનાં બીજાં ગુણઠાણાં જે રહયાં તે આહારિક જાણવાં.

૯૭૩ (૫૭૧) વાટેવેહેતા જીવને ગુણઠાંણાંઉ મિથ્યાત્વ સાસ્વાદન અવિરતી એરીતે૩ તથા આયુપ્રાણ અને કારમણયોગ શરીર ૨ (એક તેજશ બીજુ કાર્મણ દ્રષ્ટીર્(એકસમકિત બીજી મિથ્યાત્વ) ઉપયોગ૮ (૩જ્ઞાન ૩અજ્ઞાન ૨દર્શણ) એ પ્રમાણે જાણવુ.

અને કલમ૮૩૬માં અચક્ષુદર્શન કહયુછે તેમાં જે (પ્રાયે)શબ્દ મુકયોછે તે એટલામાટેકે વાટેવહેતાં (પરભવજતાં) બહુલતાએ એકા અચક્ષુદર્શન હોય તેની મુખ્યતા લઇ કહયુછે અને કવચિત કોઈ અવધી જ્ઞાનોપયોગીને અવધીદર્શન હોય તેની ગૌણતા જાણવી.

૯૭૪ (૫૭૩) ખાસપરમાણુ પુદગલદ્રવ્ય તે રૂપીપરમાણુવો.

અરૂપીપરમાણુવો એટલે ખેત્રથી એકઆકાશ પ્રદેશ કાળથી એક સમય અને ભાવથી ગુણાંશ(પર્યાય) એને ભાવપરમાણુ સંજ્ઞાછે.

૯૭૫ (૫૭૪) પુદગલસ્કંધ માંથી એકપ્રદેશ જુદોપડે તેને પરમાણુ કહેછે તેમજ ગુણાદિના અવિભાગ પલીછેદ તથા અનુભાગપર્યાય(રસાણુ)

ને પર્યાય કહેછે અને તે પર્યાયને ઉપચારથી ભાવપરમાણુ કહેવાયછે એ તફાવત સંક્ષેપમાં જાણવો પર્યાય બહુપ્રકારના હોયછે તેની બારીકી પંચસંગ્રહ કર્મગ્રંથ પન્નવણાજીસૂત્ર નયચક્ર આગમસાર અને દ્રવ્યગુણ પર્યાયનો રાસ વગેરે ગ્રંથોથી જાણવી.

૯૭૬ (૫૭૫) દ્રવ્યથી એક પરમાણુપુદગલ ક્ષેત્રથી એક આકાશ પ્રદેશ કાળથી એક સમય ભાવથી ગુણનો એક પર્યાય હોય તેને અપ્રદેશી સંજ્ઞાકહેછે અને એકથી વધારે એટલે બેથીમાંડીને ગમેતેટલા હોય તેને સપ્રદેશી સંજ્ઞા જાણવી.

૯૭૭ (૫૭૬) ૧ એક મૂળતત્વની સાથે બીજા મૂળતત્વનો સંબંધ લાગુપડે એવીરીતેજે પ્રવર્તનનિવર્તન કહેવાય તેનું નામ વ્યવહારછે એમ સમજવું.

૨ શુદ્ધવ્યવહાર જીવની સાથે જોડાએલાં કર્મોની નિર્જરા પૂર્વક સમકિતાદિ ગુણશ્રેણીનું ચડવું થાય એવી રીતે પ્રણામની વિશુધતા પૂર્વક જ્ઞાનદર્શન ચારીત્રને અનુસરીને જે વર્તવુ તે શુદ્ધવ્યવહાર તેની હદપ્રાયે ચોથાથી ૧૪મા ગુણઠાણા સુધી જાણવી.

૩ અશુદ્ધવ્યવહાર જેણે કરીને શુભાશુભકર્મનો આશ્રવ લાગુપડે એવા પ્રમાદપૂર્વક જે શરીરજન્ય વ્યાપાર તે અશુદ્ધવ્યવહાર કહેવાય એ અશુદ્ધવ્યવહારની હદ પ્રાયે પેહેલા ગુણઠાણાથી તે છઠ્ઠા ગુણઠાણા સુધી જાણવી અને તેમાં અશુભવ્યવહાર શુભવ્યવહાર ઉપચરિત વ્યવહાર અને અનુપચરિત વ્યવહારનો સમાવેસ થાયછે.

શુદ્ધવ્યવહારનુ પ્રવર્તન છતાં ઉદયિક ભાવને લગતાં બીજાં કારણે ના સદભાવે કરી કર્મનો બંધ થઈ શકેછે કારણકે દશમા ગુણઠાણા સુધી કષાયોદય હેતુથી સરાગ અવસ્થા લાગુપડેછે ત્યાંસુધી પ્રકૃતી સ્થિતી રસ અને પ્રદેશ એ ચારેપ્રકારનો કર્મબંધ ગણ્યોછે વિતરાગ અવસ્થા માં પણ યોગના સદભાવે સાતાવેદનીનો પ્રકૃતી તથા પ્રદેશબંધ હોયછે

શુદ્ધવ્યવહારનો અવિછિન કાળ કર્મભોમી મનુંષ્યાપેક્ષાએ જઘન્ય અંતરમુહુર્ત અને ઉત્કૃષ્ટો દેશે ઉણપૂર્વકોડી સુધી જાણવો.

૯૭૮ (૫૭૮) રોચકસમકિત અને આજ્ઞારૂચી એ બેઉમાં સર્વજ્ઞ વિતરાગ ભાષીત ધર્મની રૂચીનો પ્રકાર બહુધા મલતોછે એ બેઉથી વ્યતીરિક્ત ધ્યાનનું લક્ષણ કરણના દ્રઢવ્યાપાર રૂપછે.

તત્વાર્થશ્રધાન એ સમકિતનુ ખાસ લક્ષણછે તેવા જાણપણા સહીત જો શ્રધારૂચી હોયતો તે સમકિત ચોથાગુણઠાણે કહેવાય અને તે જાણપણાવિના ફક્ત રૂચી માત્ર હોયતો તે પૂર્વે કલમ૮૫૬ની છેવટમાં જણાવ્યામુજબ પેહેલેગુણઠાણે કહીશકાય અને ધર્મધ્યાનનો પેહેલોપાયો જેછેતે ભાવસમકિત યુક્ત હોય ઈત્યાદિ તફાવત જાણવો.

૯૭૯ (૫૭૯) મૃષાયોગ પહેલેગુણઠાણેથી તે બારમાંગુણઠાણા સુધી હોયછે તે જ્યાંસુધી કેવળજ્ઞાનાંવર્ણી કર્મનો ઉદયહોય ત્યાંસુધી મૃષાનો સંભવ કહીશકાય કેમકે રાગ દ્વેષ અને અજ્ઞાન એ ત્રણ મુખ્ય કારણો મૃષાબોલવાનાં છે એમાંથી રાગદ્વેષતો બારમાગુણઠાણે ક્ષય પામેલોછે પરંતુ જ્ઞાનાવર્ણીકર્મનો મંદઉદયછે તેટલાપૂરતો મૃષાનો સંભવ માનીને બારમેગુણઠાણે મૃષાયોગ ગણેલોછે.

૯૮૦ (૫૮૦) શ્રધારૂચીનો પર્યાવાર્થ રોચક યાને દ્રવ્યસમકિતને લગતો થઈશકે જુવો સમકિતપચ્ચીસી વળી શ્રધારૂચીનો. અર્થ બીજી રીતે ગ્રંથાતરથી વાંચી વિચારપૂર્વક સમજવું.

૯૮૧ (૫૮૧) પુદગલાદિક પરવસ્તુથી ભિન્ન ચૈતન્યલક્ષણ (જ્ઞાન સ્વરૂપી) આત્મા અરૂપીછે ઇત્યાદિ આત્મસ્વરૂપ ધ્યાવવાની વિશેષબિના નવતત્વના પ્રશ્નોત્તરમાં નંબર ૯૬૭માં જોવું.

૯૮૨ (૫૮૨) સૂક્ષ્મ નામકર્મના ઉદયથી સૂક્ષ્મશરીર ધારી સર્વ લોકમાં વ્યાપી રહયા એવાજે પૃથ્વી પાણી તેઉ વાઉ અને વનસ્પતી એ પાંચ સ્થાવરજાતીના જીવ વ્યવહારઅયોગ્ય યાને દ્રષ્ટીઅગોચર તેને અવ્યવહારરાસી કહેવાય.

૨મતાંતરે અનાદિ વનસ્પતી સૂક્ષ્મ નિગોદને અવ્યવહારરાસી કહેછે

૩બાદર નામકર્મના ઉદયથી બાદર વ્યવહારયોગ્ય શરીરધારી પાંચ સ્થાવર તથા ત્રશકાય એ સઘળાને વ્યવહારરાસી કહીયે.

૪વ્યવહારરાસીમાં આવ્યાબાદ અવ્યવહાર જાતીમાં જાય તોપણ તે વ્યવહારરાસીમાં ગણાય.

૯૮૩ (૫૮૩) હરકોઇ પદાર્થમાં પર્યાયની હાની વૃદ્ધિ રૂપ અનંત અસંખ્યાત તથા સંખ્યાત ગુણ અને ભાગ મળીને ૧૨પ્રકારનુ ચક્ર ફરયાકરેછે તેને અગુરૂલઘુ પર્યાય કહેછે જેમાં ભારી હલકાપણ યા નહ નાનમોટાપણ નથી તેને અગુરૂલઘુ કહીયે.

## દ્રષ્ટાંત.

સંયમસ્થાનના પર્યાયની હાનીવૃદ્ધિરૂપ બારપ્રકારનુ ચક્ર ફરયાકરેછે તે અગુરૂલઘુ પર્યાય કહેવાય.

ગોત્રકર્મના ક્ષયથી આત્મદ્રવ્યનો અગુરૂલઘુગુણ હોયછે તેના અનંતા અંશને અગુરૂલઘુ પર્યાય કહીયે.

એનુ વિષેષસ્વરૂપ ખટદ્રવ્યની વ્યાખ્યાવાલા ગ્રંથો વગેરેથી જાણવુ.

૯૮૪ (૫૮૪) અગુરૂલઘુ સ્વભાવ સંજ્ઞા ખટદ્રવ્યને લાગુપડીશકે છે અને આત્મદ્રવ્યનો અગુરૂલઘુગુણ જેછે તે માત્ર જીવનો શુદ્ધનિશ્ચયિક સ્વભાવછે ઇત્યાદિ તફાવત જાણવો.

૯૮૫ (૫૮૫) જેણેકરીને કોઇપણ પદાર્થનો તાત્વિક શોધનપૂર્વક મૂળગુણ માલુમ પડીઆવે એવી મુખ્યતા દર્શાવનારો જે શબ્દ વાપરવો તે તત્વબોધક જાણવો એ ઢબથી જીવાદિ ૯પદાર્થવાચી શબ્દ જેછેતે તત્વબોધક હોવાથી તેને તત્વ કહેછે એવીરીતે તાત્વિકપદાર્થને તત્વસંજ્ઞા આપીછે એમ સમજવું એનુ વિશેષખ્યાન નવતત્વના પ્રશ્નોત્તર વગેરેથી જાણવું.

૯૮૬ (૫૮૬) એવિષે નવતત્વમાં લખેછે તેનો ભાવાર્થ નીચે મુજબ જાણવો.

૧જીવ અને અજીવ એબે તત્વ માત્ર જાણવા યોગ્યછે.

૨સંવર નિર્જરા અને મોક્ષ એ ત્રણતત્વ નિશ્ચે તથા વ્યવહારથી ગ્રહણકરવા યોગ્યછે.

૩પુણ્યતત્વ શ્રાવકને વ્યવહાર નયેકરી ગ્રહણયોગ્ય અને નિશ્ચનયથી ત્યાગવાયોગ્યછે અને મુનીને ઉત્સર્ગે ત્યાગયોગ્ય અને અપવાદે ગ્રહણયોગ્યછે.

## દ્રષ્ટાંત.

સરાગીજીવે દેવગુરૂ ધર્મપર અનુરાગ કરવો તે પ્રસસ્તરાગ પુણ્ય બંધનુ કારણછે તથાપી તે અપ્રસસ્તરાગ તજવાનુ નિમિતકારણ હોવાથી આદરવાયોગ્ય કહીયે.

૪ આશ્રવ અને બંધ એ ત્રણ મોક્ષરોધક હોવાથી મોક્ષસાધનઅર્થે ત્યાગવા યોગ્યછે.

૫ નિશ્ચય જેછે તે નિરાલંબન યાને ખાસ આત્મસ્વરૂપ ગ્રાહકછે અને વ્યવહાર જેછે તે જીવ તથા પુદગલનો મિશ્રીત સંબંધને અવલંબિત છે એ કારણેકરી વ્યવહારમાં જે પુણ્ય આદરવાયોગ્ય ગણ્યુ તે નિશ્ચે નયથી ત્યાગનું વચન યોગ્યછે.

૯૮૭ (૫૮૭) દ્રવ્યપ્રાણ જેછે તે શરીર સંબંધી ભવોપગ્રાહી આત્મસંબંધ છે અને ભાવપ્રાણ જેછે તે આત્મગુણ પર્યાયરૂપછે.

મૂળપ્રાણના પેટાભેદને ઉત્તરપ્રાણ કહેછે.

દ્રવ્યપ્રાણના નાશવડે કરીને ભાવપ્રાણની હાની પર્યાયથી થાયછે.

## દ્રષ્ટાંત.

જે મુનીને મનપર્યવજ્ઞાનની લબ્ધીહોય તેના દ્રવ્યપ્રાણ વિયોગરૂપ મૃત્યુથઇ બીજોભવ થાયતો તે બીજાભવમાં તે લબ્ધી કાયમ રેહેતીનથી.

૯૮૮ (૫૮૮) મૂળ દ્રવ્યપ્રાણ૪ તેના ઉત્તરભેદ ૧૦છે મૂળ ભાવ પ્રાણ જ્ઞાન દર્શન તેના ઉત્તરભેદ૧૨ અને તેના ઉત્તરોત્તર ભેદગણીયેતો મતીજ્ઞાનના ૩૪૦ ભેદ થાયછે એમ શાસ્ત્રાનુયાયી તેની તપસીલ કર્મગ્રંથ તથા દ્રવ્યસંગ્રહ વગેરેથી જાણવી.

૯૮૯ (૫૮૯, ૫૯૦, ૫૯૧, ૫૯૨ અને ૫૯૫)ના જવાબો સુગમ છે તે નવતત્વના પ્રશ્નોત્તરથી જાણવા.

૯૯૦ (૫૯૩) પ્રાયે પેહેલુ ગુણસ્થાન લાગુપડીશકેછે.

૯૯૧ (૫૯૪)એ નવરસ સંબંધી દ્રવ્યરસનાં સ્થાનક તે આવી રીતે

૧ સોભામાં શૃંગારરસનો નિવાસછે

૨ અર્થસાધન રૂપ પુરૂષાર્થમાં વીરરસનો વાસછે.

૩ હૃદયના કોમલતાપણામાં કરૂણા રસનો વાસછે.

૪ આનંદની પ્રાપ્તીમાં હાસ્યરસનો વાસછે.

૫ રણસંગ્રામમાં રૂંડ મુંડ પડેલાં હોય ત્યાં રોદ્રરસનો વાસછે.

૬ કોઈ સુગામણ સ્થાનક જોઇ મનમાં ગ્લાની આવે ત્યાં બિભત્સ રસનો વાસછે.

૭ ચિંતામાં ભય રસનો વાસછે.

૮ જે કોઈ અથાગ અઘટમાન વસ્તુ જાણીયે ત્યાં અદભૂત રસનો વાસછે.

૯ જ્યાંમાયાની અરૂચી હોય ત્યાં શાંતરસનો વાસ પ્રમાણકહીયે,

હવે એનવરસ ઉત્તમ ભાવરૂપ કેવીરીતે જાણવા તે આ નીચેજુવો.

૧ જ્ઞાનાદિ ગુણેકરી આત્મા વિભૂષિત દેખીયે ત્યાં તો શૃંગારરસ ઉપજ્યો.

૨ આત્માને વિષે નિર્જરા પ્રમુખનો ઉદ્યમ દેખીયે ત્યાંતો ઉદાર પ્રધાન વીરરસછે.

૩ જ્યારે આત્માને ઉપશમ રસનીરીતે દેખીયે ત્યારે કરૂણારસ જાણીયે.

૪ જ્યારે એને અનુભવમાં ઉત્સાહ અને સુખ ઉપજેછે તેતો હૈયામાં હાસ્ય રસ ઉપજેછે.

૫ મહાબળવાન આઠકર્મના અનંતપ્રદેશી દળછે તેનો દલન કરતાં દેખીયે તો ત્યાં આત્મા રૌદ્રરસ મયી થઇ રહયોછે એમ માનો.

૬ જ્યારે પુદગલનુ સ્વરૂપ વીચારીયે છાંયે ત્યારે બિભત્સ રસછે.

૭ જ્યારે આત્મા પોતાનુ સ્વરૂપ નજાણે અને દૂંદ દુઃખ દશામાં પડયોહોય ત્યારેતો ભય રસમાં દેખીયે.

૮ અનંતવીર્યનુ જ્યારે ચિંતવન કરીયે ત્યારેતો આત્મા અદભૂત રસ પામે.

૯ જ્યારે રાગદ્વેષ નિવારીને સહજ વૈરાગને ધ્રુવ (નિશ્ચલ) ધારેછે ત્યારે આત્મા શાંત રસ મય પામીયે એ નવપ્રકારના ભાવરસના વિલાસનો પ્રકાશતો જ્યારે ઘટમાં સુબુદ્ધિ પ્રગટથાય ત્યારેજ થાય જુવો સમયસાર.

૯૯૨ (૫૯૬) દેશવિરતી ગુણઠાંણુ લાગુપાડવા માટે ત્રશકાયની વિરતી જોઇયે (કર્મગ્રંથાભિપ્રાયથી.)

૯૯૩ (૧૬૩) જાતીસ્મર્ણજ્ઞાન વિષે તથા દેવતા પ્રત્યક્ષ આવે કે કેમ એવિષે ખાસ પ્રશ્નનંબર ૧૦૧ના જવાબમાં કલમ ૭૪૭માં લખ્યુછે તે જુવો.

૨ ક્ષાયિકસમકિત વર્તમાનમાં યહાંથવુ અશકયછે એનુ કારણુ કર્મગ્રંથમાં લખેછેકે શ્રી જીનકાળે પ્રથમ સંઘયણી મનુષ્યને ૭ પ્રકૃતી ક્ષય રૂપ ક્ષાયિક સમ્યકત્વ થાય.

૩ અવધીજ્ઞાન વિષે દેવચંદજીકૃત ગ્રંથમાં લખેછેકે વર્તમાનમાં કોઇ અવધીજ્ઞાની નથી એ ઉપરથી જાણવું.

૯૯૪ જૈનમાં જેમ પંચપરમેષ્ટી મુખ્ય મનાયછે તેમ વર્તમાનમાં બીજાકેટલાક મતોનુ માનવું કેમછે તેનો યંત્ર(જૈનગ્રંથથી)

| મત નામ. | દેવ. | | ગુરૂ | | |
|---|---|---|---|---|---|
| | ઉપદેશક | મોક્ષગામી | મુખ્ય પદવી | ગૌણપદવી | પદવી રહીત |
| ૧ જૈનમત | અરિહંત | સિદ્ધ | આચાર્ય | ઉપાધ્યાય | સાધુ |
| ૨ વૈદિકમત | જૈમની | ૦ | ભટ પ્રભાકર | વિદ્યાપાઠક | ૦ |
| ૩ વેદાંતમત | વ્યાસ | એક બ્રમ્હ | આચાર્યો સ્તી | વેદાંતપાઠક | પરમહંસાદિ |
| ૪ નૈયાયક | ગૌતમ | એક ઇશ્વર | નૈયાયિક | ન્યાયપાઠક | સાધુ |
| ૫ વૈશેષિક | શિવ | ॥ | કણાદ | પાઠક | ॥ |
| ૬ સાંખ્યમત | કપીલ | ૦ | આસુરી | વિદ્યાપાઠક | સાંખ્યસાધુ |
| ૭ યાહુદી | મુસા | એક ઉશ્વર | અનેક | પાઠક | ઉપદેશક |
| ૮ ઇસાઇ | ઇસા | ॥ | પથર સમ ઇત્યદિ | ॥ | પાદરી |
| ૯ મુસલમાન | મહમ્મદ | ॥ | અનેક | ॥ | ફકીર |
| ૧૦ શંકરમત | શંકર | એક બ્રમ્હ | આનંદગિરીઆદિ | શંકરભાષ્યાદિ પાઠક | ગિરી પુરી ભારતીઆદિ |
| ૧૧ રામાનુજમત | રામાનુજ | એક ઇશ્વર રામચંદ્ર | અનેક | રામાનુજમત પાઠક | સાધુવૈશ્નવ |
| ૧૨ વલ્લભમત | વલ્લભાચાર્ય | એક ઇશ્વર કૃષ્ણ | અનેક | વલ્લભમત પાઠક | ૦ |
| ૧૩ કબીરમત | કબીર | એક ઇશ્વર | ॥ | તન્મત પાઠક | ગ્રહસ્થવાસાધુ |
| ૧૪ નાનકમત | નાનક | ॥ | ॥ | ગ્રંથપાઠક | ઉદાસીસાધુ |
| ૧૫ દાદુમત | દાદુ | ॥ | સુંદરદાસાદિ | તતગ્રંથપાઠક | દાદુપંથીસાધુ |
| ૧૬ ગોરખમત | ગોરખ | ॥ | અનેક | ॥ | કાનફટાયોગી |
| ૧૭ સ્વામીનારાયણ | સ્વામીનારાયણ | ॥ | પરીગ્રહધારી | ॥ | રંગીનવસ્ત્રધારી |

## નવીન પ્રશ્ન.

૯૯૫ પ્રશ્ન જ્ઞાનવિનાની ક્રિયા અને ક્રિયાવિનાનું જ્ઞાન એ બેમાં અધીક તથા ઓછે દરજજે કોણ.

ઉત્તર જ્ઞાનવિનાની ક્રિયા પેહેલે ગુણઠાણે હોય તેથી તે ઓછે દરજજે કહેવાય અને તે કરતાં ક્રિયાવિનાનું જ્ઞાન અધીક જાણવુ કેમકે જ્ઞાન જેછેતે સમકિત પૂર્વક હોવાથી તે ચોથા ગુણઠાણે ગણાય.

૯૯૬ પ્ર.સમકિતનો ઉપયોગ જઘન્ય તથા ઉત્કૃષ્ટ અંતર મુહુર્ત કહયો છે અને ક્ષયોપશમ સમકિતની સ્થિતી ૬૬ સાગરઝાઝેરી કહેછે તો ઉપયોગવિના સમકિત કેમ કહી શકાય તેનો ખુલાસો બતાવો.

## યાદ રેહેવું જોઇયે કે

૯૯૭ જેણે સંસાર સંબંધી વ્યવહારિક કાર્યોનો ત્યાગ કિધો નથી એવા ગ્રહસ્થાવાસમાં રહેલા પંડીતપુરૂષો નિર્ધન હાલતમાં જેમ સોભતા નથી તેમજ ગ્રહસ્થાવાસવાળા ધનાઢયપુરૂષોમાં જે અજ્ઞાન હાલતમાં હોય તેઓ પ્રસંસા લાયક સોભતા નથી.

૯૯૮ વર્તમાનમાં જૈનધર્મની ઉન્નતી કેમથતી નથી તેનાં કારણો જે મનાયછે તે જૈનીઓના ભલાની ખાતર તેઓને સૂચવવાની જરૂર સમજી આનીચે જણાવવામાં આવેછે.

૧ કોઇપણ દેશાધીપતી રાજા જૈની નથી.

૨ જેમાણુસો સત્યવાદી નિષ્કપટી તથા શીલવંતહોય તેઓ જૈનધર્મ ધારણ કરવાને લાયકછે તેવા માણુસોની સંખ્યા અતીઅલ્પ (થોડીજ) છે.

૩ જેઓ ઉપદેશકનુ કામકરેછે તેઓમાં જ્ઞાનનો જોઇયે તેવો ફેલાવો નથી તેમજ તેઓ જૈનધર્મની અસલ કુંચીનુ યાને બારીકીનુ પુસ્તુ સોધન કરતા નથી તેમજ યથાર્થ બોધ આપી શકતા નથી.

૪ ધણામતમતાંતર વાડા રૂપ થતાં સામ્યભાવની પદ્ધતી નથી.

૫ જેઓ જૈનીઓમાં મહત્વતા ધરાવેછે યાને અગ્રેસર કહેવાયછે તેઓ શાસ્ત્રના પુસ્તકોનુ સોધન કરી કરાવી તાત્પર્ય કાઢવાની કોશીશ કરતા નથી.

૬ ધનાઢયપુરૂષો ધર્મોન્નતીનો ખરો માર્ગ ઉંડાઉતરીને સોધતા નથી તેમજ શાસ્ત્રાભ્યાસ વગેરેમાં યોગ્ય ધ્યાન દેતા નથી.

૭ જેઓ ઉત્તમમાર્ગે પોતાના પૈશાનો ઉપયોગ કરવા ચાહતાહોય તેમને યથાર્થ ઉત્તમમાર્ગ પ્રાયે સૂજતો નથી યાને તેત્રોબોધનથી તેમજ તેમને તેવો ખાસમાર્ગ દેખાડનાર કોઇ યથાર્થજ્ઞાની ઉપદેશક મલતોનથી.

૮ જેઓ શાસ્ત્રાઅભ્યાસ કરેછે તેઓ બહુંધાકરીને રાજ્યનીતિના અને ન્યાય કાયદાના જાણકાર જોઇયે તેવા થતા નથી જો થતા હોય તો બહુ લાભકારક થાય.

૯ જૈનીઓમાં વિધાવૃધીની જોઇયે તેવી યોજના નથી.

૧૦ જૈનપુસ્તકાલય કરવા સંબંધી મ્હોટી ન્યુનતાછે.

૧૧ શાસ્ત્રશ્રવણકરનાર અભ્યાસકરનાર અને ઉપદેશકરનારાઓમાં જ્ઞાનચર્ચા કરવાની યોગ્યપદ્ધતી નથી.

૧૨ ફજુલખર્ચનો પ્રતીબંધ નથી અને ફજુલખર્ચની પ્રવૃતીને લિધે ઉત્તમકાર્યમાં પૈસા લગાવવાનુ દીલ થતુ નથી.

૧૩ પ્રાયેનીતિનું યાને સત્ય શીલયુક્ત ઉત્તમવ્યવહારનુ જોઇયે તેવું પ્રવર્તન નથી.

૧૪ લોકોના દીલમાં ખરો વિશ્વાસ બેસે એવી કોઇ ઉત્તમકામની સત્યાર્થપદ્ધતી જ્ઞાનપૂર્વકયોજેલી જણાતી નથી.

૧૫ જોકોઇ જૈનધર્મને ઉન્નતીકારક યાને જૈનલોકોની વ્યવહારિક હાલતના સુધારાના ઉપાયો યોજવાની કોશીશ કરે યા કરવા ચહાયતો તેને જોઇયે તેવુ ઉત્તેજન બહુધાકરીને મળતુ નથી.

## જૈનની ઉન્નતી સંબંધી ધ્યાન દેવા યોગ્ય જનરલ સુચના.

૯૯૯ સઘળાપ્રકારે જૈનની ઉન્નતી થવા તથા તેની પદ્ધતી સારા પાયાપર ચાલવા માટે એવાત જરૂરનીછેકે જૈનીઓમાં જેમાણસો રાજ્ય સંબંધી ન્યાયકાયદા અને જૈનશાસ્ત્ર એબેઉ વિષયોમાં સારીરીતે કુશલ હોય એવા માણુસોને જૈનની ઉન્નતીને લગતાં કાર્યોમાં જોડવા યાને તેમા કામેલગાવવા જોઇયે અને તેને માટે પૈસાની અવશ્યકતા ધનાઢય ગ્રહસ્થોં એ પૂરી પાડવી જોઇયે તેમ થયાસિવાય જૈનની યથાર્થઉન્નતીની આશા રાખવી એ વાત અક્કલથી દૂરછે.

**જ્ઞાનનો બગીચાનો બીજો ભાગ સમાપ્ત.**

**નારણ હીરાચંદ કાનુની**
**યાને ગ્રંથ કર્તા.**

૧ જ્ઞાનના બગીચાના પેહેલા ભાગમાં જે ૫૪૮ પ્રશ્નો મુકેલાંછે તેના જવાબો આખા હિન્દુસ્તાનમાં કોઇપણ માણસ આપેતો ૭૧૦ ચોપડી બક્ષીસ આપવી એ વગેરે મતલબની જાહેરૂખબર તા૦ ૯-૧૦-૮૯ ના રોજની પ્રસિધ કરવામાં આવી હતી તેમાં જવાબો આપવાની મુદત તા૦ ૨૫--૧૧--૮૯ની ઠરાવેલી તે વિતી જતાં ઉપ્રાંત વળી ઘણી મુદત થઇ ગઇ તોપણ અફસોસ કે કોઇ પણ મહાશય તરફથી એમાંના કાંઈ પણ જવાબો હાંસલ થયા નહી.

૨ એ ઉપરથી માત્રપંડીત નામધારક અથવા જૈનશાસ્ત્રના અજાણ લોકોમાં પંડીતતુલ્ય ગવાતા સખસોનો બોધ કેવોછે તે સમજી શકાયું.

૩ આખરે ગ્રંથકર્તાએ શાસ્ત્રમથનથી કાઢેલા જવાબો પ્રસિધ કરવા પડયા એ સિવાય બીજો કાંઇ ઇલાજ રહયો નહી.

૪ વર્તમાનમાં જ્ઞાનની મ્હોટી ન્યુનતાનો દાખલો પ્રત્યક્ષ જુવો કે સને ૧૮૮૯ના અકટોબર માસમાં તે સવાલો બહાર પડયા તેને આજ ૭ મહીના થઇ ગયા ત્યાં સુધી જવાબ આપનાર કોઇપણ મહાશય જાહેર થયા નહી.

૫ એ પુસ્તકના હેંડબીલમાં ૨૫૦ અઢીસેંકે સવાલોના જવાબો આ પવાની મ્હારી કબુલાત હતી તે ઉપ્રાંત વધારે જવાબો આ બીજાભાગ માં દાખલ કિધાછે થોડા અક્ષરમાં વધારે અર્થ સમજાય એવી ઢબ તથા બનતી યોજના વાપરીછે.

૬ એ જવાબો વાંચેથી બાકીના સવાલોના જવાબો જે મહાશયો ચા હાતા હોય તે સાહેબો દર આઠ આનાની ત્રીજા ભાગની ચોપડીની અ ગાઉથી ખરીદી પોતાની મેલે આ જનરલ સૂચના ઉપરથી મને ફરમા વશે અને જોઈતાં ગ્રાહકો મ્હારી ખાસ સૂચના વિના મળી આવશે તો તે ત્રીજા ભાગમાં જવાબો આપવાને હુ કબુલ થઇ શકીશ પણ હવેથી બીજાં એવાંજ પુસ્તકોની ખરીદી માટે મ્હારો આગ્રહ જણાવવાને હુ ખુસી નથી એમ સમજવું અને એમ માની શકાયછેકે જ્ઞાન ઇચ્છકો પોતાની મેળે ચાહના જણાવશે.

૭ એ પ્રમાણે ચાહના જણાવનારને લવાજમ આપવા વિષે પૂર્વે પ્રસિધ કરેલો નિયમ હુ સ્વીકારીસ,

**નારણ હીરાચંદ કાનુની,**
**યાને ગ્રંથકર્તા.**

અધ્યાય ૩૧મો.

## મત નિર્ણય.

૧૦૦૦ ધર્મસંબંધી જે મતમાં પૂર્ણજ્ઞાન તથા પુર્ણ દયાયુક્ત સમભાવ સ્થાપેલોહોય તેને પૂર્ણ ધર્માવલંબી મત કહીયે.

૧૦૦૧ જે મતના અધ્યક્ષ યાને આપ્તના સ્વરૂપમાં કાંઇપણ દોષ લાગુપડેનહી તે મતને નિર્દોષ મત કહીયે.

૧૦૦૨ ઉપલા ધોરણથી જૈનમતને પૂર્ણ તથા નિર્દોષ એ બેઉ પ્રકાર લાગુપડેછે તે આવીરીતે.

(૧) જૈનમતમાં કેવળજ્ઞાનની સૂક્ષ્માર્થ વ્યાખ્યાસાથે સર્વાંશ દયાયુકત પૂર્ણ સમભાવ સ્થાપેલોછે અને જૈનમત વિતરાગ તથા સર્વજ્ઞને અવલંબીને સ્યાદ્વાદરૂપે યાને અકૃત્રીમ નિયમ પૂર્વક રહેલોછે તેથી તેને પૂર્ણ ધર્માવલંબી મત કહીયે.

(૨) જૈનમતમાં આપ્ત યાને ધર્માધ્યક્ષનું સ્વરૂપ વિતરાગ તથા સર્વજ્ઞ એ બે મુખ્યગુણ યુકત છતાં તેમાં કોઇપણ દોષ લાગુપડતોનથી યાને સ્થુલવ્યવહાર ધોરણથી ગણેલા ૧૮દોષ માંહેનો કોઇપણ દોષ રહયોનથી તેથી તે નિર્દોષીતછે.

(૩) ન્યાય યુકતી નિયમથી જોતાં જે ૧૮દોષ નિમેલાછે તે જેનામાં નહોય તેને આપ્ત યાને ધર્માધ્યક્ષ કહીયે તે યોગ્યછે.

૧૦૦૩ એ ઉપરથી સમજાસેકે જૈનમત પૂર્ણ તથા નિર્દોષછે.

૧૦૦૪ એ સિવાય બીજામતોમાં ધર્મનો કોઇઅંશ ગ્રહણ કરેલો છે તથા બીજો અનાત્મિકધર્મ યાને અધર્મ પણ તેમાં સામીલછે તેથી તે બીજામતોને અપૂર્ણ કહીયે.

૧૦૦૫ તેમજ તે બીજામતોના આપ્તના સ્વરૂપમાં દોષ સમાયેલાછે યાને તે ૧૮દોષથી રહીતનથી માટે તેને સદોષ યાને અનાપતિક મત કહીયે.

૧૦૦૬ એણેકરીને જૈનસિવાયના બીજામતો સદોષ તથા અપૂર્ણ છે એમ કહીશકાયછે.

૧૦૦૭ જૈનશાસ્ત્રાભિપ્રાયથી જૈનસિવાયના બીજામતોને મિથ્યાત્વમાં ગણ્યાછે તેનોહેતુ એજે તે મતો સદોષ તથા અપૂર્ણછે.

૧૦૦૮ જૈનમતમાં મુખ્ય આત્મિક શુદ્ધઅવસ્થાની પ્રાપ્તી યાને મોક્ષ થાય એવો હેતુછે અને તે હેતુની સિદ્ધિથવામાં મુખ્યપણે જ્ઞાનને અવલંબીને સત્ય શીલ અને સમભાવની આવશ્યકતાછે.

૧૦૦૯ એમાં (જ્ઞાન)શબ્દમાં પૂર્ણજ્ઞાનને કેવળજ્ઞાન કહેછે અને અપૂર્ણજ્ઞાનના અનેકભેદ ભેદાંતરછે યાને મતી શ્રુત અવધી મનપર્યવ એ ચારભેદના પેટાભેદ ઘણા થઇપડેછે.

૧૦૧૦ સત્યને સમકિત સંજ્ઞા લાગુ પડેછે.

૧૦૧૧ શીલને શુદ્ધાચરણ (ચારીત્ર) સંજ્ઞા લાગુપડે.

૧૦૧૨ રાગદ્વેષથી રહીતથવું એનુ નામ સમભાવ કહેછે.

૧૦૧૩ ધર્મઇચ્છકે પ્રથમ દ્રવ્યથી સપ્તવ્યસન કે જેનાં નામ કલમ ૮૦૪માં બતાવ્યાછે તેનુ આચરણ બીલકુલ તજવુ કેમકે તેવા દુષ્ટાચરણ વાલો જીવ જૈનધર્મને લાયક નથી.

૧૦૧૪ સપ્તવ્યસનના ત્યાગી થઇને સમકિતનું અસલ સ્વરૂપ બહુ બહુ પ્રકારે સોધવુ કેમકે વર્તમાનમાં ઘણા મતમતાંતર થતાં પોતપોતા સ્થાપન કરી બીજાનો નિષેધ કરેછે તેથી સમકિતની બાબતમાં મ્હોટી ગુચવણ પડેછે માટે સત્યાર્થ ગ્રહણ કરવાની બુદ્ધિથી બહુબહુ શાસ્ત્રોનુ બહુબહુ પ્રકારે મથન કરવું અને આખરે નિર્દોષ આપ્ત અને પૂર્ણ તથા નિર્દોષધર્મ (સમભાવ ગ્રાહિક) અને જ્ઞાનપૂર્વક સત્યભાષીત નિર્ગ્રંથ ગુરૂને માનવા એ પ્રમાણે સાચી સદહણા કરવી.

૧૦૧૫ અને કર્મપ્રકૃતી વગેરે સૂક્ષ્માર્થ યાને પરમાર્થ જાણવાનો ખુબ ઉદ્યમ કરવો એ ભાવસમકિતનુ સારૂકારણ થઇપડશે.

૧૦૧૬ જેમબનેતેમ અસત્યાર્થનો ત્યાગ અને સત્યાર્થનું ગ્રહણ કરવું તથા નિષ્કપટપણે સત્યબોલવુ અને વચનભંગ નથવુ નીતિપૂર્વક શીલ યાને શુદ્ધાચરણમાં વર્તવુ.

૧૦૧૭ જ્ઞાન ધ્યાન ને બાધ નઆવે તથા પ્રતીજ્ઞાભંગ નથાય એવીરીતે પોતાની શકતી અનુસાર નિયમાદિમાં વર્તવુ.

૧૦૧૮ એમ કરતાંકરતાં પરંપરા શુદ્ધપ્રણામે કરી જ્યારે તમોને ક્ષાયિકસમકિત થાશે ત્યારે તમારૂ મોક્ષ દ્વાર નજીક આવ્યુ એમ સમજવુ.

૧૦૧૯ ધર્મ સંબંધી જેટલાં શાસ્ત્ર વગેરેછે તે સઘળાનો તાતપર્યાર્થ યાને સાર સું છે તે કલમ ૭૩૫માં જણાવેલોછે તેમાં જે શ્લોક મુકેલોછે તે તથા આ નીચે જે ગાથા મુકીછે તે એબન્ને પરમાર્થપૂર્વક દરેક માણસે પોતાના કંઠે કરવા યોગ્યછે તથા તેપર હમેશાં ખ્યાલ રાખવો એ આત્મહિતકારીછે.

ગાથા સેયંબરોય આસંબરોય બુદ્ધોય અહવ અન્નોવા
સમભાવ ભાવી અપ્પા લહેઇ મુખ્ખં ન સંદેહો

એનો ભાવાર્થ એજે સ્વેતાંબર યા દિગંબર યા બૌધ અથવા અન્ય ગમે તે હોય તોપણ જો તે પોતાના આત્માને વિષે સમભાવ ગ્રહણકરશે તો તે મોક્ષ પામશે એમાં સંદેહ નહી.

## વગર અવેજની બક્ષીસ વિષે ભલામણ.

૧૦૨૦ જે કોઇપણ જાતનો ઉદ્યમ યા પરીશ્રમ કરવાને અશકત નહોય એવા માણસને તેની પાસેથી કાંઇપણ પરીશ્રમ યા બીજી કોઈ રીતનો બદલો લિધા સિવાય વગર અવેજની બક્ષીસ આપવી એ ગોયા તેની ઉદ્યમિક તથા જ્ઞાન શક્તિ છીનવી લિધા બરોબર થાયછે કારણકે એવી બક્ષીસ લેવાનો જેને અભ્યાસ પડે તેનુ મન પરીશ્રમાદિ ઉદ્યમ કરવામાં પ્રવર્તતુ નથી. તેથી નિરૂદ્યમીથી મફત પૈસા મેલવવા ઇચ્છે એ વાત સરમભરેલી થઇ પડેછે માટે તેવી બીન અવેજની બક્ષીસ આપવાને બદલે દાતારે એવી પદ્ધતી રાખવી જોઇયે કે જે માણુશો કાંઇપણુ ઉદ્યમ કરવાને શકત છતાં ઉદયિક કર્મ યોગે કરીને વન સંબંધી તેની હાલત નબલી પડી ગઇ હોય યા આકસ્મિક (એકાએક) કોઇ આવશ્યક બાબતમાં પાકી જરૂરના કારણુસર તેને તાત્કાલિક પૈસાની અગત્ય પડી હોય યા કોઈ ઉદ્યમના કારણુસર યોગ્ય જરૂર હોય તેવે પ્રસંગે તેની તે સમયની નબળી સ્થિતીને લિધે તેને ઉધાર આપેલા પૈસા પાછા વસુલ થવાની આશા કમ રહેતી હોય તોપણુ તેની આગલી પાછલી સ્થિતી તથા તેની મનોવૃતીપર નિધા પહોચાડી તેની આવશ્યકતા તથા યોગ્યતાને અનુસરીને મદદ કરવાનાતોરપર દાતારની ઉદારતા પૂર્વક ઘટીત રકમ થોડે વ્યાજે કે બીન વ્યાજે તેના નામે ઉધાર લખીને આપવી એવા હેતુથી કે તે પૈસા આપવાને શકિતવાન થએથી બ્યાજ સાથે કે બીન વ્યાજે તે રકમ પાછી આપે.

૧૦૨૧ એવી રીતે જે પૈસા અપાય તે વસુલ આવે તોતે લેવા અગર નલેવા અથવા તેનો કેવો ઉપયોગ કરવો એ વાત તે લેણુદાર માલીકની મરજી ઉપર રહેછે એમ કરવામાં કુળની યા ધર્મની લઘુતા નથાય તેમજ એવી મફત બક્ષીસ ઇચ્છનારની પ્રતીષ્ટાની યા શકતીની હાંનીકારક દોષ પેદા નથાય એ હેતુ સમાયછે એમ સમજવુ.

ખુલાસો ૧લો ઉદ્યમ કરવાને શક્તિમાન છતાં જેને ઉદ્યમ મળી શકતો નહોય તેને તેના લાયક કાંઇપણુ ઉદ્યમ બતાવી યા તેનાથી ગમે તે રીતનો પરીશ્રમ વગેરેનો બદલો લેઇ તેને જે કાંઇ બદલા તરીકે આપવુ તે આપનારને તથા લેનારને ઉચિત ગણાયછે એમાં કાંઇ હરકત નથી. અને તેવી રીતે વર્તનાર દાતારની ઉચિતતા પ્રશંસવા લાયક માનીયે.

ખુલાસો ૨ જો પરીગ્રહત્યાગી જે મહાશયો જ્ઞાનાદિ ઉત્તમ કામમાં જોડાએલા હોય તેમને ભોજન વસ્ત્ર વગેરેની આવશ્યકતા પુરી પાડવી એ વાત હિલાયદીછે તેને ઉપલી બિના લાગુ પડતી નથી.

નારણુ હીરાચંદ કાનુની.

# ગ્રાહકોની નોંધ.

જે સાહેબોએ જ્ઞાનના બગીચાના બન્ને ભાગની અગાઉથી ખરીદી કરી આશ્રયકારક થયા તેમનાં નામો અનુમોદના પૂર્વક આ નીચે જણાવુછું.

એમાં જેજે નામપર(વિ) અક્ષર મુકયોછે તેતે ગ્રહસ્થની વિશેષ ઉચિતતા આ પુસ્તકની ખરીદીવિષેમાં વપરાએલી દરસાવવા માટેછે અર્થાત આ પૂસ્તકની ખરીદી માટે સૂચના કરતી વેલાએ તાત્કાળીક તેઓ સાહેબોએ આ અમુલ્ય પુસ્તકને ઉત્તેજન આપ્યુછે.

૨૫ રાવબહાદુર નગરસેઠ પ્રેમાભાઇ હીમાભાઇ (વિ)
૨૦ સેઠ વસનજી ત્રીકમજી (વિ)
૧૦ પરીખ અમુલખભાઇ ખુમચંદ (વિ)
૧૦ સેઠ અમરચંદભાઇ તુલસીદાસ (વિ)
૧૦ સેઠ નેમચંદભાઇ વરસનજી(વિ)
૧૦ સેઠ ભગવાનદાસ વરસનજી(વિ)
૧૦ સેઠ તેજપાલ ખેતસી (વિ)
૧૦ સેઠ ફકીરભાઇ પ્રેમચંદ
૧૦ સેઠ ચાપસીભાઇ પરબત(વિ)
૧૦ સેઠ મંદનજી જુઠા (વિ)
૧૦ સેઠ ભિલાધરભાઈ ઝવેરચંદ
૧૦ સેઠ કાનજી જીવા (વિ)
૭ સેઠ રામજી માધવજી
૫ ભગવાનજી માધવજી (વિ)
૫ લખમીચંદ માણુકચંદ
૫ બેહેચરદાસ માનચંદ
૫ શ્રી પૂજ્યશ્રી કલ્યાંણચંદજી (વિ)
૫ કાલીદાસ લખમીચંદ
૫ જગજીવન રૂગનાથ
૫ ભીમજી સામજી (વિ)
૫ વાહાલજી રણછોડ
૫ પરીખ પાનાચંદ ઝવેર
૫ પરીખ ખેમચંદ ઝવેર (વિ)
૫ ધરમસી નારણજી
૫ વનરાવન સેસકરણ (વિ)
૫ સોમચંદ મીઠા
૫ વોહોરા ખુસાલ હરીદાસ
૫ બાઇ રંભાબાઇ હા. નેમીદાસ હેમચંદ (વિ)
૫ શેઠ મગનલાલ મળીતમ

ઇત્યાદી.

પાંચની અંદર કોપી ખરીદદારોના નામો જણાવતાં લંબાણ થાય તેથી જણાવ્યાં નથી.

*Indore, 7th October* 1886.

I had great pleasure in making the acquaintance of Narayan Hirachund the compiler of all the different laws prevalent in British Territory and in the various Native States. He is very intelligent and has a wonderful memory. He has also a good knowledge of [the Jain Shastras. I had several interviews with him and was in favourably impressed with his ability and energy. I wish his enterprise success.

D. S. GARUD,
Chief Justice,
H. H. Maharajah Holkar,
Sudder Court Indore.

---

*Rajkot, 28th Dec.* 1886.

I have known Mr. Naran Hirachand for the last 4 years and from my personal acquaintance I can certify him that his memory is enormous, he has some British Acts on his tongue and he is a gentleman of very respectable character.

MOTICHAND TULSI,
Chief Karbhari,
Rajkot.

---

*Rutlam, 7th August* 1886.

I have had great pleasure in meeting and conversing with Mr. Narayen Hirachand of Ahmedabad. He is a man of great energy and ability, and I can certify that he knows some of the Indian Acts in Gujarati remarkably well.

SHYAMJI KRISHNAVARMA, M.A.,
(Oxon) Barrister-at-Law,
Dewan of Rutlam.

(ઉપરનાં સરટીફીકટોનો ભાવાર્થ ગુજરાતી ભાષામાં નીચે મુજબ.)

મુકામ ઇન્દોર, તા૦ ૭મી અકટોબર સન ૧૮૮૬.

ઇંગ્રેજી રાજયમાં તથા દેશી રાજ્યસ્થાંનોમાં જે જુદે જુદા કાયદા ચાલુછે તે એકત્ર કરનાર નારણ હીરાચંદની તથા મ્હારી મુલાકાત થઇ તેથી કરીને મને બહુ આનંદ થયો. એ ગ્રહસ્ત ઘણા બુદ્ધિમાન છતાં તેમની યાદ શક્તી અજાયબીછે અને તેમને જૈનશાસ્ત્રનુંપણ સારૂજ્ઞાનછે તેમની મ્હારી મુલાકાત અનેકવાર થઇ તે પ્રસંગે તેમની બુદ્ધિ તથા પરીશ્રમ જોઇ મને બહુ આલ્હાદ થયોછે તેમણે હાથમાં લિધેલા કામમાં તેઓ ફતેપાંમે એમ હુ ચાહુછું.

**ડી. એસ. ગરૂડ,**

ચીફ જસ્ટીસ,

નીસબત મહારાજા હોલકર સરકારની

સદરકોર્ટ ઇન્દોર.

રાજકોટ, તા૦ ૧૮મી ડીસેમબર સન ૧૮૮૬.

મિસ્તર નારણ હીરાચંદ સાથે મ્હારો પરીચય થયે ચાર વરસ થયાં તેમને બાટે જે મ્હારી જાતમાહીતિછે તે ઉપરથી હુ ખાત્રીથી કહુ છુ કે તેમની યાદ શકતી અદભૂતછે કેટલાક બ્રિટીશ આકટો તેમની જીભની અગ્રેછે અને ઘણીજ સારી ચાલના તે ગ્રહસ્થછે,

**મોતીચંદ તુલસીદાસ,**

ચીફ કારભારી સ્ટેટ રાજકોટ.

મુકામ રતલામ, તા૦ ૭ આગષ્ટ સન ૧૮૮૬.

અમદાવાદના રહીસ મી૦ નારણ હીરાચંદની તથા મ્હારી મુલાકાત થઇ તથા તેમની સાથે સંભાષણ થયુ તેથી મને બહુ આનંદ થયો તે ગ્રહસ્થમ્હોટા બુદ્ધિવાંન તથા પરીશ્રમ કરનારાછે કેટલાક ઇન્ડીયન ગુજરાતી આકટો તેઓ ઉત્તમ રીતે (તારીફ લાયક) જાણેછે એમ હુ ખાત્રીથી કહુછું.

**શ્યામજી કૃશ્નવરમા એમ. એ.,**

બારીસ્ટર-એટ-લૉ,

રતલામના દીવાન.

# જ્ઞાનનો બગીચો ભાગ ૨ જો

(જવાબો.)

એટલે

## જૈન શાસ્ત્ર સંબંધી પ્રશ્નોના ખુલાસા.

રચનાર અને પ્રસિદ્ધ કરનાર

નારણ હીરાચંદ કાનુની મુંબઇ

મુંબઈ "રોયલ પ્રેસ"માં

ઈસુફઅલી અબદુલતૈયબે છાપ્યું છે.



સને ૧૮૯૦

બેઉ ભાગ મળીને રૂ૧-૧-૦

સુચના—ગ્રંથકર્તાની સહી યા મ્હોર છાપ વિના આ પુસ્તક કોઇએ ગ્રહણ કરવુ નહી જોઇયે.

## જ્ઞાનના બગીચાના બીજા ભાગમાં સવાલ જવાબના અંક સમજવાનો કોઠો.

(શુધીપત્ર સાથે મીલાવી જોવો.)

| સવાલ | જવાબ | સવાલ | જવાબ | સવાલ | જવાબ |
|---|---|---|---|---|---|
| ૭૬ | ૭૨૨ | ૧૯૭ | ૮૧૧ | ૨૨૫ | ૮૩૫ |
| થી | | ૧૯૮ | ૮૧૨ | ૨૨૬ | ૮૩૬ |
| ૧૪૩ | ૭૮૯ | ૧૯૯ | ૮૧૩ | ૨૩૨ | ૮૩૭ |
| ૭૫ | ૭૯૦ | ૨૦૦ | ૮૧૪ | ૨૩૪ | ૮૩૮ |
| ૧૭૪ | ૭૯૧ | ૨૦૧ | ૮૧૫ | ૨૩૭ | ૮૩૯ |
| ૧૭૫ | ૭૯૨ | ૨૦૨ | ૮૧૬ | ૨૪૦ | ૮૪૦ |
| ૧૭૬ | ૭૯૩ | ૨૦૩ | ૮૧૭ | ૨૪૨ | ૮૪૧ |
| ૧૭૭ | ૭૯૪ | ૨૦૪ | ૮૧૮ | ૨૪૪ | ૮૪૨ |
| ૧૭૯ | ૭૯૫ | ૨૦૫ | ૮૧૯ | ૨૪૫ | ૮૪૩ |
| ૧૮૦ | ૭૯૬ | ૨૦૬ | ૮૨૦ | ૨૪૯ | ૮૪૪ |
| ૧૮૨ | ૭૯૭ | ૨૦૭ | ૮૨૧ | ૨૫૦ | ૮૪૫ |
| ૧૮૩ | ૭૯૮ | ૨૦૮ | ૮૨૨ | ૨૫૧ | ૮૪૬ |
| ૧૮૫ | ૭૯૯ | ૨૦૯ | ૮૨૩ | ૨૬૦ | ૮૪૭ |
| ૧૮૬ | ૮૦૦ | ૨૧૦ | ૮૨૪ | ૨૬૧ | ૮૪૮ |
| ૧૮૭ | ૮૦૧ | ૨૧૧ | ૮૨૫ | ૨૬૩ | ૮૪૯ |
| ૧૮૮ | ૮૦૨ | ૨૧૨ | ૮૨૬ | ૨૬૪ | ૮૫૦ |
| ૧૮૯ | ૮૦૩ | ૨૧૫ | ૮૨૭ | ૨૬૬ | ૮૫૧ |
| ૧૪૭ | ૮૦૪ | ૨૧૬ | ૮૨૮ | ૨૬૭ | ૮૫૨ |
| ૧૯૦ | ૮૦૫ | ૨૧૮ | ૮૨૯ | ૨૬૮ | ૮૫૩ |
| ૧૯૧ | ૮૦૬ | ૨૧૯ | ૮૩૦ | ૨૬૯ | ૮૫૪ |
| ૧૯૩ | ૮૦૭ | ૨૨૦ | ૮૩૧ | ૨૭૦ | ૮૫૫ |
| ૧૯૪ | ૮૦૮ | ૨૨૧ | ૮૩૨ | | ૮૫૬ |
| ૧૯૫ | ૮૦૯ | ૨૨૨ | ૮૩૩ | ૨૭૧ | ૮૫૭ |
| ૧૯૬ | ૮૧૦ | ૨૨૩ | ૮૩૪ | ૨૭૨ | ૮૫૮ |

| સવાલ | જવાબ | સવાલ | જવાબ | સવાલ | જવાબ |
|---|---|---|---|---|---|
| ૨૭૩ | ... ૮૫૯ | ૩૨૯ | ... ૮૮૯ | ૫૦૨ | ... ૯૧૮ |
| ૨૭૫ | ... ૮૬૦ | ૩૩૧ | ... ૮૯૦ | ૫૦૩ | ... ૯૧૯ |
| ૨૭૬ | ... ૮૬૧ | ૩૩૩ | ... ૮૯૧ | ૫૦૪ | ... ૯૨૦ |
| ૨૭૮ | ... ૮૬૨ | ૩૩૬ | ... ૮૯૨ | ૫૦૫ | ... ૯૨૧ |
| ૨૭૯ | ... ૮૬૩ | ૩૩૭ | ... ૮૯૩ | ૫૦૭ | ... ૯૨૨ |
| ૨૮૧ | ... ૮૬૪ | ૩૩૯ | ... ૮૯૪ | ૫૦૮ | ... ૯૨૩ |
| ૨૮૩ | ... ૮૬૫ | ૩૪૧ | ... ૮૯૫ | ૫૦૯ | ... ૯૨૪ |
| ૨૯૦ | ... ૮૬૬ | ૩૪૨ | .. ૮૯૬ | ૫૧૦ | ... ૯૨૫ |
| ૨૯૧ | ... ૮૬૭ | ૩૪૩ | ... ૮૯૭ | ૫૧૧ | ... ૯૨૬ |
| ૨૯૫ | ... ૮૬૮ | ૩૪૫ | ... ૮૯૮ | ૫૧૩ | ... ૯૨૭ |
| ૨૯૭ | ... ૮૬૯ | ૩૪૬ | ... ૮૯૯ | ૫૧૪ | ... ૯૨૮ |
| ૨૯૮ | ... ૮૭૦ | ૩૪૭ | ... ૯૦૦ | ૫૧૫ | ... ૯૨૯ |
| ૩૦૧ | ... ૮૭૧ | ૩૫૦ | ... ૯૦૧ | ૫૧૬ | ... ૯૩૦ |
| ૩૦૨ | ... ૮૭૨ | ૪૮૫ | ... ૯૦૨ | ૫૧૭ | ... ૯૩૧ |
| ૩૦૩ | ... ૮૭૩ | ૪૮૬ | ... ૯૦૩ | ૫૧૮ | ... ૯૩૨ |
| ૩૦૪ | ... ૮૭૪ | ૪૮૭ | ... ૯૦૪ | ૫૧૯ | ... ૯૩૩ |
| ૩૦૯ | ... ૮૭૫ | ૪૮૮ | ... ૯૦૫ | ૫૨૧ | ... ૯૩૪ |
| ૩૧૦ | ... ૮૭૬ | ૪૯૦ | ... ૯૦૬ | ૫૨૨ | ... ૯૩૫ |
| ૩૧૪ | ... ૮૭૭ | ૪૯૧ | ... ૯૦૭ | ૫૨૩ | ... ૯૩૬ |
| ૩૧૫ | ... ૮૭૮ | ૪૯૨ } | ૯૦૮ | ૫૨૪ | ... ૯૩૭ |
| ૩૧૭ | ... ૮૭૯ | ૩૦૫ } | | ૫૨૫ | ... ૯૩૮ |
| ૩૧૮ | ... ૮૮૦ | ૪૯૩ | ... ૯૦૯ | ૫૨૬ | ... ૯૩૯ |
| ૩૧૯ | ... ૮૮૧ | ૪૯૪ | ... ૯૧૦ | ૫૨૮ | ... ૯૪૦ |
| ૩૨૦ | ... ૮૮૨ | ૪૯૫ | ... ૯૧૧ | ૫૨૯ | ... ૯૪૧ |
| ૩૨૧ | ... ૮૮૩ | ૪૯૬ | ... ૯૧૨ | ૫૩૩ | ... ૯૪૨ |
| ૩૨૨ | ... ૮૮૪ | ૪૯૭ | ... ૯૧૩ | ૫૩૬ | ... ૯૪૩ |
| ૩૨૩ | ... ૮૮૫ | ૪૯૮ | ... ૯૧૪ | ૫૩૯ | ... ૯૪૪ |
| ૩૨૪ | ... ૮૮૬ | ૪૯૯ | ... ૯૧૫ | ૫૪૦ | ... ૯૪૫ |
| ૩૨૬ | ... ૮૮૭ | ૫૦૦ | ... ૯૧૬ | ૫૪૨ | ... ૯૪૬ |
| ૩૨૭ | ... ૮૮૮ | ૫૦૧ | ... ૯૧૭ | ૫૪૩ | ... ૯૪૭ |

| સવાલ | જવાબ | સવાલ | જવાબ | સવાલ | જવાબ |
| --- | --- | --- | --- | --- | --- |
| ૫૪૪ | ૯૪૮ | ૫૬૩ | ૯૬૬ | ૫૮૪ | ૯૮૪ |
| ૫૪૫ | ૯૪૯ | ૫૬૪ | ૯૬૭ | ૫૮૫ | ૯૮૫ |
| ૫૪૬ | ૯૫૦ | ૫૬૫ | ૯૬૮ | ૫૮૬ | ૯૮૬ |
| ૫૪૭ | ૯૫૧ | ૫૬૬ | ૯૬૯ | ૫૮૭ | ૯૮૭ |
| ૫૪૮ | ૯૫૨ | ૫૬૮ | ૯૭૦ | ૫૮૮ | ૯૮૮ |
| ૫૪૯ | ૯૫૩ | ૫૬૯ | ૯૭૧ | ૫૮૯ | |
| ૫૫૦ | ૯૫૪ | ૫૭૦ | ૯૭૨ | ૫૯૦ | |
| ૫૫૧ | ૯૫૫ | ૫૭૧ | ૯૭૩ | ૫૯૧ | ૯૮૯ |
| ૫૫૨ | ૯૫૬ | ૫૭૩ | ૯૭૪ | ૫૯૨ | |
| ૫૫૩ | ૯૫૭ | ૫૭૪ | ૯૭૫ | ૫૯૫ | |
| ૫૫૪ | ૯૫૮ | ૫૭૫ | ૯૭૬ | ૫૯૩ | ૯૯૦ |
| ૫૫૫ | ૯૫૯ | ૫૭૬ | ૯૭૭ | ૫૯૪ | ૯૯૧ |
| ૫૫૬ | ૯૬૦ | ૫૭૮ | ૯૭૮ | ૫૯૬ | ૯૯૨ |
| ૫૫૮ | ૯૬૧ | ૫૭૯ | ૯૭૯ | ૧૬૩ | ૯૯૩ |
| ૫૫૯ | ૯૬૨ | ૫૮૦ | ૯૮૦ | ૯૯૫ | ૯૯૫ |
| ૫૬૦ | ૯૬૩ | ૫૮૧ | ૯૮૧ | ૯૯૬ | ૦ |
| ૫૬૧ | ૯૬૪ | ૫૮૨ | ૯૮૨ | | |
| ૫૬૨ | ૯૬૫ | ૫૮૩ | ૯૮૩ | | |

૯૯૪ મતો સંબંધી યંત્ર.

૯૯૭ થી ૯૯૯ સુધી જૈનીઓનો સુધારો

૧૦૦૦ થી તે ૧૦૧૯ સુધી પુરવણી

૧૦૨૦ થી તે ૧૦૨૧ વગર અવેજની બક્ષીસ વિષે ભલામણ.



# જ્ઞાનનો બગીચો ભાગ બીજાનું શુધીપત્ર.

| ક્લમ | અશુદ્ધ | શુદ્ધ | ક્લમ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૭૪૫ | ૭૪૪(૯૮) | ૭૪૫(૯૯) | ૮૯૨ | (૩૩૫) | (૩૩૬) |
| ૭૪૬ | ૭૪૫(૧૦૦) | ૭૪૬(૧૦૦) | ૮૯૩ | (૩૩૬) | (૩૩૭) |
| ૭૪૭ | ૭૪૦(૧૦૧) | ૭૪૭(૧૦૧) | ૯૦૧ | દેમવિરતી | દેશવિરતી |
| ૭૪૮ | ૭૯(૧૦૩) | ૭૪૯(૧૦૩) | ૯૧૧ | હેયછે | હોયછે |
| ૭૭૨ | (૧૨૭) | (૧૨૬) | ૯૧૪ | અંતરઅત્મા | અંતરઆત્મા |
| ૭૮૩ | સચુંદ્ર | સમુદ્ર | ૯૪૦ | બગાજીવોને | બાળજીવોને |
| ૭૮૫ | લોકને ધન | લોકનો ધન | ૯૪૧ | ઉત્કૃપર | ઉત્કૃષ્ટ |
| ॥ | અવિસે | આવિષે | ૯૪૭ | અઠ | આઠ |
| ૭૮૬ | ૭૮૧ | ૭૮૬ | ૯૪૮ | ઉછેદઆંગુ | ઉછેદઆંગુલ |
| ૮૧૩ | ક્લમ | ક્લમ ૭૫૩ | ૯૫૩ | પયોપી | પયોસી |
| ૮૨૯ | (૨૩૪) | (૨૧૮) | ૯૫૫ | સમધતુ | સમધાતુ |
| ૮૪૧ | (૨૪૧) | (૨૪૨) | ૯૫૭ | ૫૩૩ | ૫૫૩ |
| ૮૪૫ | દ્રવ્ય તથા | સૂક્ષ્મ તથા | ૯૫૮ | ૮૦૨ | ૮૦૪ |
| | ભાવ | બાદર | ૯૭૦ | ૨૭૭। | ૨૭૭॥ |
| ૮૪૭ | ક્ષયોપશય | ક્ષયોપશમ | ૯૭૭ | અવસ્થ | અવસ્થા |
| ૮૪૮ | મિથ્યત્વ | મિથ્યાત્વ | ૯૮૩ | ન્હના | ન્હાંના |
| ૮૪૯ | ૮૦૯ | ૮૪૯ | ૯૯૪ | નૈયાયક | નૈયાયિક |
| ૮૫૮ | ક્ષયક | ક્ષાયક | ॥ | ઉશ્વર | ઇશ્વર |
| ૮૭૬ | (૩૯૦) | (૩૧૦) | ॥ | સમઇત્યદિ | સમત્યાદિ |
| ૮૮૯ | (૩૨૮) | (૩૨૯) | ૯૯૮ | શાસ્ત્રઅભ્યાસ | શાસ્ત્રનો |
| ૮૯૧ | (૩૩૪) | (૩૩૩) | | | અભ્યાસ |
| ॥ | પરીઅત | પરીઅંત | ૯૯૯ | જ્ઞાનનો | જ્ઞાનના |

## વાંચનાર સાહેબોને વિનંતી.

૧ હસ્તદોષથી યા રભસવૃત્તીથી કે સરતચુકથી અથવા છાપવા સંબંધી હરકોઇપ્રકારે થએલી ખામીથી તેમજ એવા અનેકરીતના બીજા કોઇપણ કારણથી જ્યાંજ્યાં આપુસ્તકમાં અશુદ્ધતા નજરઆવે ત્યાંત્યાં બારીક નિષ્ઠાપૂર્વક જોઇ વીચારીને સુધારી લેશો.

૨ જવાબો મધ્યે જ્યાંજ્યાં સવાલોના અંક મુકવામાં ફરક પડયો હોય ત્યાંત્યાં જવાબ ઉપરથી તે કયા સવાલનો જવાબછે તે સવાલોમાંથી શોધી કાઢી મીલાન કરીલેવા ભલામણછે.

મેહેરબાન કદરદાન નગર સેઠ સાહેબ

## સેઠશ્રી મયાભાઈ પ્રેમાભાઈ સાહેબ,

સ્થાન રાજનગર (અમદાવાદ) સેહેર.

જૈનધર્મની તાત્વિક વાતોના શોધનમાં કાળજીથી નિષ્ઠાપૂર્વક સત્યાર્થ ગ્રહણ કરવાની બુદ્ધિયુક્ત આપ સાહેબની મન્સા (ઈચ્છા)ની યાદગિરી માટે જૈનશાસ્ત્રની તાત્વિક તથા સુધારા વાતોના ખુલાસા ભરેલો આ અમુલ્ય ગ્રંથ જ્ઞાનનો બગીચો આપ નામદાર સાહેબને અર્પણ કરવાની રજા લેઉં છું.

**નારણ હીરાચંદ કાનુની**

યાને ગ્રંથ કર્તા.